


# श्रीशिक्षापत्री

तथा

# नित्यनियम ।






॥ श्रीस्वामिनारायणो विजयते ॥

# श्रीशिक्षापत्री,

तथा

# नित्यनियम.



ધ० ધૂ० આચાર્યમહારાજ

શ્રી શ્રીપતિપ્રસાદજીમહારાજની સંમતિથી

છપાવી પ્રકટ કરનાર,

ઠ० કલ્યાણજી કરમશી દામજી.



સંવત ૧૯૭૯, સન ૧૯૨૨.

કીંમત રૂ. ૦-૯-૦.

# નિવેદન.



શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયમાં શિક્ષાપત્રી એ એક સર્વમાન્ય ભગવદ્રુપ પવિત્ર પુસ્તક છે, એ તો સર્વ કોઇને સુવિદિત છે. આ શિક્ષાપત્રી ગ્રંથ પૂર્ણ પુરૂષોત્તમ શ્રીસહજાનંદ સ્વામિ મહાપ્રભુએ ૧૮૮૨ માં પોતાના આશ્રિતોને ઉદ્દેશીને સર્વ જીવોના હિતાર્થે સર્વશાસ્ત્રના સારરૂપ રચીને પ્રકાશ કર્યો છે. આ શિક્ષાપત્રી સાક્ષાત્ શ્રીમુખનોજ સદ્બોધ હોવાથી શ્રીહરિનું સ્વરૂપ છે. આ શિક્ષાપત્રીનું નિત્ય પઠન, પાઠન અને પૂજન કરવાને શ્રીહરિએ પોતેજ શિક્ષાપત્રીમાં અને વચનામૃતમાં ખાસ આજ્ઞા કરી છે. આપણા સંપ્રદાયમાં આવો અતિમાન્ય અને શ્રવણ મનન કરવા યોગ્ય આ શિક્ષાપત્રી ગ્રંથ જો કે આજ સુધીમાં ઘણીવાર મુદ્રિત થઈ પ્રકાશ થઈ ચુક્યો છે. પણ એક એવી આવૃત્તિ બાહેર પડી નથી કે જે વિદ્વત્ સત્સંગી જનોને વાંચતાં આનંદ થાય. કારણ કે મૂળ શ્લોક તથા ભાષાંતર વારંવાર અશુદ્ધ

છપાયા કર્યું છે. આ દોષને દૂર કરવા માટેજ આ છપાવવાનો પ્રયત્ન કર્યો છે.

આ સાથે સત્સંગી જનોને નિત્યનિયમોનું પણ મનન થાય તે માટે અગત્યના કેટલાક નિયમો યોજ્યા છે આમાં શિક્ષાપત્રીના ભાષાંતર શિવાયના દરેકના ભાષાંતર પુરાણી વાસુદેવચરણદાસજીએ મહેનત લઈ નવાંજ કરેલાં છે તથા આ પુસ્તક તેમની પ્રેરણાથી તથા સહાયતાથી તૈયાર થયું છે. તે માટે તેમનો અતી આભારી છું.

આશા છે કે આ શિક્ષાપત્રીનું પુસ્તક સમગ્ર સત્સંગી વર્ગને અતિ અનુકૂળ તેમજ ઉપયોગી થશે તો એને છપાવવાનો ઉદ્દેશ અને શ્રમ સફળ થશે.

ગીરગામ બેક રોડ,<br>
મુંબાઇ નં૦ ૪.<br>
તા. ૨૧-૧૦-૨૨

લિ. પ્રકાશક.



# अनुक्रमणिका.

## अथ श्रीविष्णुगायत्री ।

अस्य श्रीविष्णुगायत्रीमन्त्रस्य नारद ऋषिः । गायत्री छन्दः । श्रीविष्णुः परमात्मा देवता । ज्ञानं बीजम् । ध्यानं शक्तिः । आज्ञा कीलकम् । श्रीविष्णुदेवताप्रीत्यर्थे जपे विनियोगः ।

આ વિષ્ણુગાયત્રીમંત્રના ઋષિ 'नारद' છે. 'गायत्री' નામનો છંદ છે. 'श्रीविष्णुः परमात्मा' દેવતા કહ્યા છે. 'ज्ञान' બીજ છે. 'ध्यान' શક્તિ છે. 'आज्ञा' કીલક છે. શ્રીવિષ્ણુદેવતા પ્રીત્યર્થે જપમાં વિનિયોગ છે.

## अथ ऋष्यादिन्यासः ।

( હવે ઋષ્યાદિકના ન્યાસ કહેછે )

ॐ नारदऋषये नमः शिरसि । ॐ गायत्रीछन्दसे नमो मुखे । ॐ श्रीविष्णुपरमात्मदेवतायै नमो हृदये । ॐ ज्ञानबीजाय नमो नाभौ । ॐ ध्यानशक्तये नमः पादयोः । ॐ आज्ञाकीलकाय नमः सर्वाङ्गे । (ઉપર પ્રમાણે બોલીને મસ્તક આદિક અંગમાં હાથ અડકાડવો. )

## अथ करन्यासः ।

( હવે કરન્યાસ કહેછે )

ॐ नारायणायेति अङ्गुष्ठाभ्यां नमः । ॐ विद्महे इति

तर्जनीभ्यां नमः । ॐ वासुदेवायेति मध्यमाभ्यां नमः । ॐ धीमहि इत्यनामिकाभ्यां नमः । ॐतन्नो विष्णुरिति कनिष्ठिकाभ्यां नमः ॐ प्रचोदयादिति करतलकरपृष्ठाभ्यां नमः ।

## अथ षडङ्गन्यासाः ।

( હવે હૃદયાદિ ષડંગ ન્યાસ કહેછે )

ॐ नारायणायेति हृदयाय नमः । ॐ विद्महे इति शिरसे नमः । ॐ वासुदेवायेति शिखायै नमः । ॐ धीमहीति कवचाय नमः । ॐ तन्नो विष्णुरिति नेत्राभ्यां नमः । ॐ प्रचोदयादिति अस्त्राय नमः ।

## अथ ध्यानम् ।

श्रीविष्णुवामपार्श्वस्थां सर्वकालमनुव्रताम् ।
कोटिशारदपूर्णेन्दुप्रभैकैकाङ्गसुन्दराम् ॥ १ ॥
कौसुम्भवसनां गौरीं नानालङ्कारशोभनाम् ।
शान्तां सहासवदनां महापुरुषलक्षणाम् ॥ २ ॥
कमलं दक्षणे पाणौ वामेऽमृतघटं करे ।
दधतीं देवदेवीभिर्वन्दितां पूजितां मुहुः ॥ ३ ॥
मुक्तिमेकान्तिकीं तूर्णं भक्तेभ्यो ददतीं श्रियम् ।
ध्यायामि हृदये नित्यं गायत्रीं वैष्णवीमहम् ॥ ४ ॥

શ્રીવિષ્ણુ ભગવાનના વામ પાર્શ્વભાગમાં સદા રહેલી, સર્વકાળમાં શ્રીવિષ્ણુની મરજી પ્રમાણે વર્ત્તનારી કોટાનકોટિ શરદ ઋતુના પૂર્ણ ચંદ્રમાની પ્રભા જેવાં શોભાયમાન એક એક (પ્રત્યેક) અંગથી સુંદર, કસુંબલ વસ્ત્રોને ધારણ કરનારી, ગૌર વર્ણવાલી, નાના પ્રકારના અલંકારોથી શોભાયમાન, શાંત આકારવાલી, મંદમંદ હાસયુક્ત મુખ કમળ જેનું છે, મહાપુરુષ શ્રીવિષ્ણુનાં સત્ય શૌચાદિક જે લક્ષણો તે જેનામાં છે, જમણા હાથમાં લીલામાટે કમળને ધારણ કરનારી, ડાબા હાથમાં અમૃતના ઘટને ધારણ કરનારી, દેવ દેવીઓએ વારંવાર નમસ્કાર કરેલી અને કુંકુમાદિકથી પૂજા કરેલી, પોતાના ભક્તોને એકાંતિકી મુક્તિ તત્કાળ આપનારી આવી લક્ષ્મીરૂપ વૈષ્ણવી ગાયત્રીનું હું હૃદયમાં નિત્ય ધ્યાન કરૂંછું. ૧-૪

## श्रीविष्णुगायत्रीमन्त्रः

**ॐ नारायणाय विद्महे वासुदेवाय धीमहि, तन्नो विष्णुः प्रचोदयात् ।**

નારાયણને અમો જાણીએ છીએ, વાસુદેવનું ધ્યાન કરીએ છીએ, તે ધ્યાનમાં શ્રીવિષ્ણુ ભગવાન્

અમોને પ્રેરણા કરો. અથવા નારાયણમાટે જાણીએ છીએ, વાસુદેવ માટે ધ્યાન કરીએ છીએ એટલે અમો કાયિક વાચિક માનસિક આદિક જે જે ધ્યાનાદિ ક્રિયાઓ કરીએ છીએ તે નારાયણ વાસુદેવની પ્રસન્નતા માટે કરીએ છીયે, (બીજા ઐહિક ફળ માટે નહિ) તેવી બુદ્ધિ થાય તેને માટે શ્રીવિષ્ણુ ભગવાન્ અમોને પ્રેરણા કરો. (એટલી પ્રાર્થના છે.)

ઉપર કહેલા ગાયત્રીમંત્રનો હજારવાર જપ કરવો તે શ્રેષ્ઠ છે, શતવાર જપ કરવો તે મધ્યમ છે, દશવાર જપ કરવો તે કનિષ્ઠ છે. પોતાની શક્તિપ્રમાણે જપ કર્યા પછી તે જપ ભગવાનને નિવેદન કરવો કે—
**अनेन यथाशक्तिकृतेन श्रीविष्णुगायत्रीमन्त्रजपेन भगवान् श्रीलक्ष्मीनारायणः प्रीयताम् ।**

મેં યથાશક્તિ કરેલા આ—શ્રીવિષ્ણુગાયત્રીમંત્રના જપે કરીને ભગવાન્ શ્રીલક્ષ્મીનારાયણ મારીઉપર પ્રસન્ન થાવ, એમ બોલી મનસા નિવેદન કરવું.

इति श्रीविष्णुगायत्री ।

श्रीः ।

## श्रीस्वामिनारायणो विजयतेतराम् ।

# ( शिक्षापत्रीध्यान श्लोकाः )



**विज्ञाने विलयं गते प्रसरति क्षोण्यां तमस्यान्तरे**
**दिङ्मूढेषु भवाध्वगेषु परितः पीडैकशेषे विधौ ।**
**कारुण्यादवतीर्य मुक्तिजननीं शिक्षामदाद्यामिमां**
**साक्षादक्षरदिव्यधामनिलयस्तामन्वहं चिन्तये ॥ १ ॥**

જ્યારે જગત્માં વિજ્ઞાનનો વિલય થયો અને અંતરના અજ્ઞાનરૂપ અંધકારનો પ્રસાર થયો અને સંસારમાર્ગમાં ભ્રમણ કરનારા પ્રાણીઓ દિઙ્‌મૂઢ થયા એટલે કર્ત્તવ્યાકર્તવ્યમાં ભ્રાન્ત થયા અને વૈદિક કર્મમાત્રનું સર્વપ્રકારે કેવલ પ્રાણીઓને પીડા કરવામાંજ પર્યવસાન થયું ત્યારે કેવલ કરૂણાથીજ સાક્ષાત્ અક્ષરધામાધિપતિ સ્વયં શ્રીહરિ અવતાર ધારણ કરીને મોક્ષ કરનારી જે શિક્ષાને આપતા હવા. તે આ શિક્ષાપત્રીનું હું પ્રતિદિન ધ્યાન કરૂંછું. ૧

संसारकर्दमविवर्त्तनपङ्किलानां नैर्मल्यमाकलयितुं रचितावताराम् । आविद्यसंतमसनिर्हरणे समर्था-मादेशपत्रि! भवतीमनुचिन्तयामि ॥ २ ॥

સંસારરૂપી કાદવમાં ચારે તરફ આળોટણથી કાદવ-વાલા થયેલા મનુષ્યોને તેમનો મળ ધોઇને નિર્મળ કરવા માટે જેનો અવતાર થયો છે અને અવિદ્યારૂપી ગાઢ અંધકારને ટાળવામાં સમર્થ એવી હે શિક્ષાપત્રિ! તારૂં હું ચિંતવન કરૂંછું. ૨

काऽप्यञ्जनशलाकेयमन्तस्तिमिरहारिणी ।
प्रज्ञादृष्टिप्रकाशाय शिक्षापत्र्युपसेव्यताम् ॥ ३ ॥

આ શિક્ષાપત્રી અંતરના તિમિર (અજ્ઞાનરૂપદોષ) ને હરનારી કોઈ અપૂર્વ અંજન શલાકા (અંજન કર-નારી શલી) છે માટે પ્રજ્ઞારૂપી દૃષ્ટિના પ્રકાશમાટે સર્વ કોઇએ ઉપસેવન કરવા યોગ્ય છે. ૩

नानादेशनिवासिशिष्यजनतामुद्दिश्य याऽऽविष्कृता साक्षादक्षरवासिना नृवपुषा नारायणेन स्वयम् । सा त्वं सङ्ग्रथितासि पावनि! शतानन्दर्षिणा ग्रन्थतः शिक्षापत्रि! भवापहन्त्रि! भवतीमम्बान्वहं चिन्तये ४

જે આ શિક્ષાપત્રી નાના પ્રકારના દેશમાં રહેલા શિષ્યસમૂહોને ઉદ્દેશીને સાક્ષાત્ અક્ષર ધામનિવાસી મનુષ્યમૂર્ત્તિ શ્રીસ્વામિનારાયણ ભગવાને પોતે આવિષ્કાર કરેલી છે તે તું હે પાવનિ! શતાનંદમુનિએ ગ્રન્થમાં ગ્રથિત કરેલી છું, સંસારને નિવૃત્તિ કરનારી હે શિક્ષાપત્રિ! માતા તમને હું પ્રતિદિન ચિંતવન કરૂંછું. ૪

**शतानन्देन मुनिना मध्ये सत्सङ्गिजीवनम् ।**
**ग्रथितां भगवत्प्रोक्तां शिक्षापत्रीमहं श्रये ॥ ५ ॥**

શ્રીસ્વામિનારાયણ ભગવાને કરેલી અને શ્રીશતાનંદમુનિએ શ્રીસત્સંગિજીવનના મધ્યમાં ગ્રથિત કરેલી શિક્ષાપત્રીનો હું આશ્રય કરૂંછું. ૫

**समस्तशास्त्रदुग्धाब्धिमध्योद्धृतमनुत्तमम् ।**
**शिक्षापत्र्यमृतं किञ्चिदमृतत्वाय कल्पते ॥ ६ ॥**

સમસ્ત શાસ્ત્રરૂપી ક્ષીરસાગર સમુદ્રના મધ્યમાંથી ઉદ્ધાર કરેલું સર્વોત્તમ શિક્ષાપત્રીરૂપી કોઈ અપૂર્વ અમૃત મનુષ્યોના અમૃત (મોક્ષ) માટે કલ્પાયછે અર્થાત્ જે પાન કરે તે સર્વને મોક્ષ આપનારૂં થાયછે. ૬

**शिक्षापत्र्यमृतं यदेव सहजानन्दः शरण्यः सतां**
**देवः प्राशयदाश्रितानिह मुकुन्दानन्दमुख्यान् पुरा ।**

**यत्पीत्वा प्रभवन्ति सम्पदमनायासेन तामासुरी-**
**मुच्छेत्तुं तदुपास्महे भवभयप्रध्वंसनैकौषधम् ॥ ७ ॥**

સત્પુરૂષોના શરણ્ય (રક્ષક) એવા શ્રીસહજાનંદસ્વામી દેવ જે શિક્ષાપત્રીરૂપી અમૃત આ લોકમાં મુકુંદાનંદાદિક આશ્રિતોને પ્રથમ પાન કરાવતા હવા, જે શિક્ષાપત્રી અમૃતને પાન કરીને દૈવી મનુષ્યો અનાયાસથી પ્રસિદ્ધ એવી આસુરી સંપત્તિને ઉચ્છેદ કરવાને માટે સમર્થ થાય છે. સંસારરૂપી રોગને નાશ કરવામાં મુખ્ય ઔષધરૂપ એવું તે શિક્ષાપત્રીરૂપી અમૃતનું અમો ઉપાસન કરીએ છીએ. ૭

**संसारसागरगतान्स्वयमुद्दिधीर्षुः श्रेयस्तदेकमखि-**
**लेष्वभिकाङ्क्षमाणः । आदेशमालिखितुमादृतपत्र-**
**लेखो नारायणः स्फुरतु मे हृदि वर्णिवेषः ॥ ८ ॥**

સંસારસાગરમાં પડેલા પ્રાણીઓને ઉદ્ધાર કરીને તેમનું આત્યંતિક શ્રેય કરવાની ઈચ્છાથી ઉપદેશ લખવામાટે જેમણે પત્રલેખનો સ્વીકાર કર્યો છે એવા વર્ણિવેષ શ્રીનારાયણ મુનિ મારા હૃદયમાં સદા સ્ફુરણાયમાન રહો. ૮

**व्यञ्जयन्नाश्रितस्नेहं मुग्धस्मितमुखाम्बुजः ।**
**आदेशमालिखन्नास्ते हृदि मे धर्मनन्दनः ॥ ९ ॥**

આશ્રિતોની ઉપર સ્નેહને સૂચવતા અને સુંદર મંદહાસવાળું મુખકમળ જેનું છે અને શિક્ષાપત્રીને લખનારા ધર્મનંદન એવા શ્રીહરિ મારા હૃદયમાં સદા રહો. ૯

**स्वामिनारायणस्यैतत्स्वरूपमपरं हरेः ।**

**शिक्षापत्र्यात्मना भूमौ चकास्त्यखिलमङ्गलम् ॥१०॥**

શ્રીસ્વામિનારાયણ ભગવાન્ શ્રીહરિનું સર્વ કોઈનું મંગળ કરનારૂં આ બીજું સ્વરૂપ શિક્ષાપત્રીરૂપે પૃથ્વી ઉપર પ્રકાશે છે એટલે વર્ત્તે છે. ૧૦

**शिक्षापत्रि ! समस्तशिष्यनिवहैरभ्यर्थितेनादरात्,**
**देवेनाखिलकारणेन सहजानन्देन याऽऽविष्कृता ॥**
**तां त्वां सर्वफलप्रदां भगवतो देवस्य तस्यापरां,**
**मूर्तिं देवि ! विभावयन्ननुदिनं सेवे मुहुः प्रेमतः ॥११**

હે શિક્ષાપત્રિ ! સમસ્ત શિષ્ય સમૂહોએ આદરતાથી પ્રાર્થના કરેલા સર્વના કારણ દેવદેવ એવા શ્રીસહજાનંદસ્વામીએ જેનો આવિષ્કાર કરેલો છે, સર્વ ફળને આપનારી તે તને દેવ એવા ભગવાનની બીજી મૂર્ત્તિ છે એવી ભાવના કરીને હે દેવિ ! પ્રતિદિન પ્રેમથી વારંવાર સેવુછું. ૧૧

शिक्षापत्र्यमृतं हिताय जगतामाविष्कृतं यन्मया,
मद्भक्तैरिदमादरादनुदिनं सेव्यं समस्तैरपि ॥
इत्यादिष्टमनुस्मरन् भगवतः प्रेम्णान्वहं यः पठेत्,
शिक्षापत्रमिदं स याति परमं धामाक्षरं शाश्वतम् ॥१२

જગત્‌ના હિતમાટે મેં જે શિક્ષાપત્રીરૂપી અમૃત પ્રકટ કર્યું છે તે આ અમૃત સમસ્ત મારા ભક્તોએ પ્રતિદિન આદરતાથી સેવવા યોગ્ય છે આવી ભગવાનની આજ્ઞાને અનુસ્મરણ કરીને જે પુરૂષ પ્રેમથી આ શિક્ષાપત્રીને પાઠ કરે છે તે સનાતન પરમ અક્ષર ધામને પામેછે. ૧૨

इति.

भगवन् जगतः पते! विभो! सहजानन्द! गिरामगोचर! ।
क्षरतोऽक्षरतः परः प्रभो ! पुरुपाय प्रकटाय ते नमः ।
धर्मप्रियं धर्मभुवं धर्मस्थं धर्मपोषकम् ।
धर्मारिध्वान्ततरणिं श्रीकृष्णं प्रणमाम्यहम् ॥
योभूमेरुदडीडयत्स्वमहसा वात्येव तूलं सुरा-
मांसप्राशमयोपधर्ममभितः कार्ष्णं वृषं पोषयन् ॥
स्वैश्वर्यं समपप्रथल्लघुनृणां स्वान्तासुरोधाङ्कुरौ
श्रीस्वामी जयतीश्वरः स सहजानन्दो ममानन्दद्ः ॥






श्रीस्वामिनारायणो विजयतेतराम् ।

# ॥ शिक्षापत्री ॥

वामे यस्य स्थिता राधा श्रीश्च यस्यास्ति वक्षसि ।
वृन्दावनविहारं तं श्रीकृष्णं हृदि चिन्तये ॥

શ્રીસહજાનંદસ્વામી જેતે પોતાના સત્સંગી પ્રત્યે શિક્ષાપત્રીને લિખતાથકા પ્રથમ પોતાના ઇષ્ટદેવ જે શ્રીકૃષ્ણભગવાન્ તેનું ધ્યાનરૂપ મંગલાચરણ કરેછે.

હું જેતે મારા હૃદયને વિષે શ્રીકૃષ્ણભગવાનનું ધ્યાન કરુંછું તે શ્રીકૃષ્ણ કેવા છે તો જેના ડાબા પડખાને વિષે રાધિકાજી રહ્યાંછે અને જેના વક્ષઃસ્થલને વિષે લક્ષ્મીજી રહ્યાંછે અને વૃંદાવનને વિષે વિહારના કરનારા છે. ॥ ૧ ॥

**लिखामि सहजानन्दस्वामी सर्वान्निजाश्रितान् ।**
**नानादेशस्थितान् शिक्षापत्रीं वृत्तालयस्थितः ॥**

અને વૃત્તાલય ગામનેવિષે રહ્યા એવા સહજાનંદ સ્વામી જેઅમે તેઅમે જેતે નાનાપ્રકારના જે સર્વે દેશ તેમનેવિષે રહ્યા એવા જે, અમારાઆશ્રિત સર્વે સત્સંગી તેપ્રત્યે શિક્ષાપત્રીને લખિએ છીએ. ॥ ૨ ॥

**भ्रात्रो रामप्रता[redacted]योर्धर्मजन्मनोः ।**
**यावयोध्याप्रसादाख्यरघुवीराभिधौ सुतौ ॥**

શ્રીધર્મદેવથકી છે જન્મ જેમનો એવાજે અમારા ભાઈ રામપ્રતાપજી તથા ઇચ્છારામજી તેમના પુત્ર જે અયોધ્યાપ્રસાદ નામે અને રઘુવીર નામે જેને અમે અમારા દત્તપુત્ર કરીને સર્વે સત્સંગિના આચાર્ય-પણાને વિષે સ્થાપન કર્યા છે. ॥ ૩ ॥

**मुकुन्दानन्दमुख्याश्च नैष्ठिका ब्रह्मचारिणः ।**
**गृहस्थाश्च मयारामभट्टाद्या ये मदाश्रयाः ॥**

તથા અમારા આશ્રિત એવા જે મુકુંદાનંદ આ-

દિક નૈષ્ઠિક બ્રહ્મચારિ તથા અમારા આશ્રિત જે મયારામ ભટ્ટ આદિક ગૃહસ્થ સત્સંગિ. ॥ ૪ ॥

**सधवा विधवा योषा याश्च मच्छिष्यतां गताः ।**
**मुक्तानन्दादयो ये स्युः साधवश्चाखिला अपि ॥**

તથા અમારે આશ્રિત જે સુવાસની અને વિધવા એવી સર્વે બાઈયો તથા મુક્તાનંદ આદિક જે સર્વે સાધુ. ॥ ૫ ॥

**स्वधर्मरक्षिका मे तैः सर्वैर्वाच्याः सदाशिषः ।**
**श्रीमन्नारायणस्मृत्या सहिताः शास्त्रसम्मताः ॥**

એ સર્વે તેમણે પોતાના ધર્મની રક્ષાના કરનારા અને શાસ્ત્રનેવિષે પ્રમાણરૂપ અને શ્રીમન્નારાયણની સ્મૃતિયે સહિત એવા જે અમારા રુડા આશિર્વાદ તે વાંચવા. ॥ ૬ ॥

**एकाग्रेणैव मनसा पत्रीलेखः सहेतुकः ।**
**अवधार्योऽयमखिलैः सर्वजीवहितावहः ॥**

અને આ શિક્ષાપત્રી લખ્યાનું જે કારણ છે તે સર્વે તેમણે એકાગ્રમને કરીને ધારવું અને આ શિક્ષા-

પત્રી જે અમે લખીછે તે સર્વેના જીવને હિતની કરનારી છે. ॥ ૭ ॥

**ये पालयन्ति मनुजाः सच्छास्त्रप्रतिपादितान् ।**
**सदाचारान् सदा तेऽत्र परत्र च महासुखाः ॥**

અને શ્રીમદ્ભાગવત પુરાણ આદીક જે સત્શાસ્ત્ર તેમણે જીવના કલ્યાણને અર્થે પ્રતિપાદન કર્યા એવા જે અહિંસા આદિક સદાચાર તેમને જે મનુષ્ય પાલેછે તે મનુષ્ય જેતે આ લોકને વિષે મહાસુખિયા થાયછે. ॥ ૮ ॥

**तानुल्लङ्घ्याऽत्र वर्तन्ते ये तु स्वैरं कुबुद्धयः ।**
**त इहामुत्र च महल्लभन्ते कष्टमेव हि ॥**

અને તે સદાચારનું ઉલ્લંઘન કરીને જે મનુષ્ય પોતાના મનમાં આવે તેમ વર્ત્તે છે તેતો કુબુદ્ધિ વાલા છે અને આલોક ને પરલોકને વિષે નિશ્ચય મોટા કષ્ટનેજ પામેછે. ॥ ૯ ॥

**अतो भवद्भिर्मच्छिष्यैः सावधानतयाऽखिलैः ।**
**प्रीत्यैतामनुसृत्यैव वर्तितव्यं निरन्तरम् ॥**

તે માટે અમારા શિષ્ય એવા જે તમે સર્વે તેમણે તો પ્રીતિયે કરીને આ શિક્ષાપત્રીને અનુસરીનેજ નિરંતર સાવધાનપણે વર્તવું પણ આ શિક્ષાપત્રીનું ઉલ્લંઘન કરીને વર્તવું નહિ. ॥ ૧૦ ॥

**कस्यापि प्राणिनो हिंसा नैव कार्याऽत्र मामकैः ।**
**सूक्ष्मयूकामत्कुणादेरपि बुद्ध्या कदाचन ॥**

હવે તે વર્ત્યાની રીત કહિએ છીએ જે અમારા જે સત્સંગિ તેમણે કોઇ જીવ પ્રાણિમાત્રની પણ હિંસા ન કરવી અને જાણિને તો ઝીણા એવા જુ માંકડ ચાંચડ આદિક જીવ તેમની પણ હિંસા ક્યારેય ન કરવી. ॥ ૧૧ ॥

**देवतापितृयागार्थमप्यजादेश्च हिंसनम् ।**
**न कर्त्तव्यमहिंसैव धर्मः प्रोक्तोऽस्ति यन्महान् ॥**

અને દેવતા અને પિતૃ તેના યજ્ઞને અર્થે પણ બકરા મૃગલા શશલા માછલા આદિક કોઇ જીવની હિંસા ન કરવી કેમજે અહિંસા છે તેજ મોટો ધર્મ છે એમ સર્વ શાસ્ત્રમાં કહ્યો છે. ॥ ૧૨ ॥

स्त्रिया धनस्य वा प्राप्त्यै साम्राज्यस्य च वा क्वचित्
मनुष्यस्य तु कस्यापि हिंसा कार्या न सर्वथा ॥

અને સ્ત્રી ધન અને રાજ્ય તેની પ્રાપ્તિને અર્થે પણ કોઈ મનુષ્યની હિંસા તો કોઈપ્રકારે ક્યારેય પણ નજ કરવી. ॥ ૧૩ ॥

आत्मघातस्तु तीर्थेऽपि न कर्त्तव्यश्च न क्रुधा ।
अयोग्याचरणात् क्वापि न विषोद्बन्धनादिना ॥

અને આત્મઘાત તો તીર્થને વિષે પણ ન કરવો ને ક્રોધે કરીને ન કરવો અને ક્યારેક કોઈ અયોગ્ય આચરણ થઈ જાય તેથકી મુંઝાઈને પણ આત્મઘાત ન કરવો અને ઝેર ખાઈને તથા ગલેફાંસો ખાઈને તથા કુપે પડીને તથા પર્વત ઉપરથી પડીને ઇત્યાદિક કોઈ રીતે આત્મઘાત ન કરવો. ॥ ૧૪ ॥

न भक्ष्यं सर्वथा मांसं यज्ञशिष्टमपि क्वचित् ।
न पेयं च सुरामद्यमपि देवनिवेदितम् ॥

અને જે માંસ છે તેતો યજ્ઞનું શેષ હોય તોપણ આપત્કાલમાં પણ ક્યારેય ન ખાવું અને ત્રણ પ્રકારની

સુરા અને અગીયાર પ્રકારનું મદ્ય તે દેવતાનું નૈવેદ્ય હોય તોપણ ન પિવું. ॥ ૧૫ ॥

**अकार्याचरणे क्वापि जाते स्वस्य परस्य वा ।**
**अङ्गच्छेदो न कर्त्तव्यः शस्त्राद्यैश्च क्रुधापि वा ॥**

અને ક્યારેક પોતાવતે કાંઈક અયોગ્ય આચરણ થઈ ગયું હોય અથવા કોઈ બિજાવતે અયોગ્ય આચરણ થઇ ગયું હોય તો શસ્ત્રાદિકે કરીને પોતાના અંગનું તથા બિજાના અંગનું છેદન ન કરવું અથવા ક્રોધે કરીને પણ પોતાના અંગનું છેદન ન કરવું. ॥ ૧૬ ॥

**स्तेनकर्म न कर्त्तव्यं धर्मार्थमपि केनचित् ।**
**सस्वामिकाष्ठपुष्पादि न ग्राह्यं तदनाज्ञया ॥**

અને ધર્મ કરવાને અર્થે પણ અમારા સત્સંગિ કોઈએ ચોરનું કર્મ ન કરવું અને ધણિયાતું જે કાષ્ઠ પુષ્પ આદિક વસ્તુ તે તેના ધણિની આજ્ઞા વિના ન લેવું. ॥ ૧૭ ॥

**व्यभिचारो न कर्त्तव्यः पुम्भिः स्त्रीभिश्च मां श्रितैः**
**द्यूतादि व्यसनं त्याज्यं नाद्यं भङ्गादि मादकम् ॥**

અને અમારા આશ્રિત જે પુરુષ તથા સ્ત્રિયો તેમણે વ્યભિચાર ન કરવો અને જુગટુ આદીક જે વ્યસન તેનો ત્યાગ કરવો અને ભાંગ્ય મફર માજમ ગાંજો એ આદીક જે કેફ કરનારાં વસ્તુ તે ખાવાં નહિ અને પિવાં પણ નહિ. ॥ ૧૮ ॥

**अग्राह्यान्नेन पक्वं यदन्नं तदुदकं च न ।**
**जगन्नाथपुरोऽन्यत्र ग्राह्यं कृष्णप्रसाद्यपि ॥**

અને જેના હાથનું રાંધેલ અન્ન તથા જેના પાત્રનું જલ તે ખપતું ન હોય તેણે રાંધેલ અન્ન તથા તેના પાત્રનું જલ તે શ્રીકૃષ્ણભગવાનની પ્રસાદી ચરણામૃતના માહાત્મ્યે કરીને પણ જગન્નાથપુરી વિના અન્યસ્થાનકને વિષે ગ્રહણ ન કરવું અને જગન્નાથપુરીને વિષે જગન્નાથજીનો પ્રસાદ લેવાય તેનો દોષ નહિ. ॥ ૧૯ ॥

**मिथ्यापवादः कस्मिंश्चिदपि स्वार्थस्य सिद्धये ।**
**नारोप्यो नापशब्दाश्च भाषणीयाः कदाचन ॥**

અને પોતાના સ્વાર્થની સિદ્ધિને અર્થે પણ કોઇને

વિષે મિથ્યા અપવાદ આરોપણ ન કરવો અને કોઇને ગાલતો ક્યારેય ન દેવી. ॥ ૨૦ ॥

**देवतातीर्थविप्राणां साध्वीनां च सतामपि ।**
**वेदानां च न कर्त्तव्या निन्दा श्रव्या न च क्वचित्**

અને દેવતા તીર્થ બ્રાહ્મણ પતિવ્રતા સાધુ અને વેદ એમની નિંદા ક્યારેય ન કરવી અને ન સાંભલવી. ॥ ૨૧ ॥

**देवतायै भवेद्यस्यै सुरामांसनिवेदनम् ।**
**यत्पुरोऽजादिर्हिंसा च न भक्ष्यं तन्निवेदितम् ॥**

અને જે દેવતાને સુરા અને માંસનું નૈવેદ્ય થતું હોય અને વલી જે દેવતાને આગલ બકરા આદિક જીવની હિંસા થતી હોય તે દેવતાનું નૈવેદ્ય ન ખાવું. ॥ ૨૨ ॥

**दृष्ट्वा शिवालयादीनि देवागाराणि वर्त्मनि ।**
**प्रणम्य तानि तद्देवदर्शनं कार्यमादरात् ॥**

અને માર્ગને વિષે ચાલતે શિવાલયાદીક જે દેવમંદીર આવે તેને જોઈને તેને નમસ્કાર કરવો અને આદરથકી તે દેવનું દર્શન કરવું. ॥ ૨૩ ॥

स्ववर्णाश्रमधर्मो यः स हातव्यो न केनचित् ।
परधर्मो न चाचर्यो न च पाखण्डकल्पितः ॥

અને પોતપોતાના વર્ણાશ્રમનો જે ધર્મ તે કોઈ સત્સંગિએ ત્યાગ ન કરવો અને પરધર્મનું આચરણ ન કરવું તથા પાખંડ ધર્મનું આચરણ ન કરવું તથા કલ્પિત ધર્મનું આચરણ ન કરવું. ॥ ૨૪ ॥

कृष्णभक्तेः स्वधर्माद्वा पतनं यस्य वाक्यतः ।
स्यात्तन्मुखान्न वै श्रव्याः कथावार्त्ताश्च वा प्रभोः

અને જેના વચનને સાંભલવે કરીને શ્રીકૃષ્ણભગવાનની ભક્તિ ને પોતાનો ધર્મ એ બે થકી પડી જવાય તેના મુખથકી ભગવાનની કથા વાર્ત્તા ન સાંભલવી. ॥ ૨૫ ॥

स्वपरद्रोहजननं सत्यं भाष्यं न कर्हिचित् ।
कृतघ्नसङ्गस्त्यक्तव्यो लुञ्चा ग्राह्या न कस्यचित् ॥

અને જે સત્યવચન બોલવેકરીને પોતાનો દ્રોહ થાય તથા પારકો દ્રોહ થાય એવું જે સત્યવચન તે ક્યારેય ન બોલવું અને જે કૃતઘ્નિ હોય તેના સંગનો

ત્યાગ કરવો અને વ્યવહારકાર્યને વિષે કોઈની લાંચ ન લેવી. ॥ ૨૬ ॥

**चोरपापिव्यसनिनां सङ्गः पाखण्डिनां तथा ।**
**कामिनां च न कर्तव्यो जनवञ्चनकर्मणाम् ॥**

અને ચોર પાપી વ્યસની પાખંડી કામી તથા કિમિયા આદિક ક્રિયાએ કરીને જનનો ઠગનારો એ છ પ્રકારનાં જે મનુષ્ય તેમનો સંગ ન કરવો.॥ ૨૭ ॥

**भक्तिं वा ज्ञानमालम्ब्य स्त्रीद्रव्यरसलोलुभाः ।**
**पापे प्रवर्त्तमानाः स्युः कार्यस्तेषां न सङ्गमः ॥**

અને જે મનુષ્ય ભક્તિનું અથવા જ્ઞાનનું આલંબન કરીને સ્ત્રી દ્રવ્ય અને રસાસ્વાદ તેને વિષે અતિશે લોલુપથકા પાપને વિષે પ્રવર્ત્તતા હોય તે મનુષ્યનો સમાગમ ન કરવો. ॥ ૨૮ ॥

**कृष्णकृष्णावताराणां खण्डनं यत्र युक्तिभिः ।**
**कृतं स्यात्तानि शास्त्राणि न मान्यानि कदाचन ॥**

અને જે શાસ્ત્રને વિષે શ્રીકૃષ્ણભગવાન્ તથા શ્રીકૃષ્ણભગવાનના જે વરાહાદિક અવતાર તેમનું યુક્તિએ

કરીને ખંડન કર્યું હોય એવાં જે શાસ્ત્ર તે ક્યારેય ન માનવાં અને ન સાંભળવાં. ॥ ૨૯ ॥

**अगालितं न पातव्यं पानीयं च पयस्तथा ।**
**स्नानादि नैव कर्त्तव्यं सूक्ष्मजन्तुमयाम्भसा ॥**

અને ગાળ્યા વિનાનું જે જળ તથા દુધ તે ન પીવું અને જે જળને વિષે ઝીણા જીવ ઘણાક હોય તે જળે કરીને સ્નાનાદિક ક્રિયા ન કરવી. ॥ ૩૦ ॥

**यदौषधं च सुरया सम्पृक्तं पललेन वा ।**
**अज्ञातवृत्तवैद्येन दत्तं चाद्यं न तत् क्वचित् ॥**

અને જે ઔષધ દારુ તથા માંસ તેણેયુક્ત હોય તે ઔષધ ક્યારેય ન ખાવું અને વળી જે વૈદ્યનાં આચરણને જાણતા ન હોઈએ તે વૈદ્યે આપ્યું જે ઔષધ તે પણ ક્યારેય ન ખાવું. ॥ ૩૧ ॥

**स्थानेषु लोकशास्त्राभ्यां निषिद्धेषु कदाचन ।**
**मलमूत्रोत्सर्जनं च न कार्यं ष्ठीवनं तथा ॥**

અને લોક અને શાસ્ત્ર તેણે મળમૂત્ર કરવાને અર્થે વરજ્યાં એવાં સ્થાનક જે જીર્ણ દેવાલય તથા નદી

તલાવના આરા તથા માર્ગ તથા વાવેલું ખેતર તથા વૃક્ષની છાયા તથા ફુલવાડી બગિચા એ આદિક જે સ્થાનક તેમને વિષે ક્યારેય પણ મલમૂત્ર ન કરવું તથા થુંકવું પણ નહિ. ॥ ૩૨ ॥

**अद्वारेण न निर्गम्यं प्रवेष्टव्यं न तेन च।**
**स्थाने सस्वामिके वासः कार्योऽपृष्ट्वा न तत्पतिम्**

અને ચોરમાર્ગે કરીને પેસવું નહિ અને નિસરવું નહિ અને જે સ્થાનક ધણીયતું હોય તે સ્થાનકને વિષે તેના ધણીને પુછ્યા વિના ઉતારો ન કરવો. ॥૩૩॥

**ज्ञानवार्त्ताश्रुतिर्नार्या मुखात् कार्या न पूरुषैः।**
**न विवादः स्त्रिया कार्यो न राज्ञा न च तज्जनैः॥**

અને અમારા સત્સંગિ જે પુરુષમાત્ર તેમણે બાઈ-માણસના મુખથકી જ્ઞાનવાર્ત્તા ન સાંભલવી અને સ્ત્રિયો સાથે વિવાદ ન કરવો તથા રાજા સંઘાથે તથા રાજાના માણુસ સંઘાથે વિવાદ ન કરવો. ॥૩૪॥

**अपमानो न कर्त्तव्यो गुरूणां च वरीयसाम्।**
**लोके प्रतिष्ठितानां च विदुषां शस्त्रधारिणाम्॥**

અને ગુરુનું અપમાન ન કરવું તથા જે અતિશય શ્રેષ્ઠ મનુષ્ય હોય તથા જે લોકને વિષે પ્રતિષ્ઠિત મનુષ્ય હોય તથા જે વિદ્વાન્ મનુષ્ય હોય તથા જે શસ્ત્રધારી મનુષ્ય હોય તે સર્વેનું અપમાન ન કરવું. ॥ ૩૫ ॥

कार्यं न सहसा किञ्चित् कार्यो धर्मस्तु सत्वरम् ।
पाठनीयाऽधीतविद्या कार्यः सङ्गोऽन्वहं सताम् ॥

અને વિચાર્યા વિના તત્કાલ કાંઈ કાર્ય ન કરવું અને ધર્મસંબન્ધી જે કાર્ય તેતો તત્કાલ કરવું અને પોતે જે વિદ્યા ભણ્યા હોઈએ તે બીજાને ભણાવવી અને નિત્ય પ્રત્યે સાધુનો સમાગમ કરવો. ॥૩૬॥

गुरुदेवनृपेक्षार्थं न गम्यं रिक्तपाणिभिः ।
विश्वासघातो नो कार्यः स्वश्लाघा स्वमुखेन च ॥

અને ગુરુ દેવ અને રાજા એ ત્રણના દર્શનને અર્થે જ્યારે જવું ત્યારે ઠાલે હાથે ન જવું અને કોઈનો વિશ્વાસઘાત ન કરવો અને પોતાને મુખે કરીને પોતાનાં વખાણ ન કરવાં. ॥ ૩૭ ॥

यस्मिन् परिहितेऽपि स्युर्दृश्यान्यङ्गानि चात्मनः
तद्दूष्यं वसनं नैव परिधार्यं मदाश्रितैः ॥

અને જે વસ્ત્ર પહેર્યે થકે પણ પોતાનાં અંગ દેખાય તેવું જે ઝીણું વસ્ત્ર તે અમારા સત્સંગિ તેમણે ન પહેરવું. ॥ ૩૮ ॥

धर्मेण रहिता कृष्णभक्तिः कार्या न सर्वथा ।
अज्ञनिन्दाभयान्नैव त्याज्यं श्रीकृष्णसेवनम् ॥

અને શ્રીકૃષ્ણભગવાનની જે ભક્તિ તે ધર્મે રહિત એવી કોઈ પ્રકારે ન કરવી અને અજ્ઞાની એવાં જે મનુષ્ય તેમની નિંદાના ભયથકી શ્રીકૃષ્ણભગવાનની સેવાનો ત્યાગ કરવોજ નહિ. ॥ ૩૯ ॥

उत्सवाहेषु नित्यं च कृष्णमन्दिरमागतैः ।
पुम्भिः स्पृश्या न वनितास्तत्र ताभिश्च पूरुषाः ॥

અને ઉછવના દિવસને વિષે તથા નિત્ય પ્રત્યે શ્રીકૃષ્ણના મંદિરમાં આવ્યા એવા જે સત્સંગિ પુરુષ તેમણે તે મંદિરને વિષે સ્ત્રિયોનો સ્પર્શ ન કરવો તથા સ્ત્રિયો તેમણે પુરુષનો સ્પર્શ ન કરવો અને મંદિરમાંથી નિસર્યા પછી પોતપોતાની રીતે વર્ત્તવું. ॥૪૦॥

**कृष्णदीक्षां गुरोः प्राप्तैस्तुलसीमालिके गले ।**
**धार्ये नित्यं चोर्ध्वपुण्ड्रं ललाटादौ द्विजातिभिः**

અને ધર્મવંશી ગુરુથકી શ્રીકૃષ્ણની દીક્ષાને પામ્યા એવા જે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણના અમારા સત્સંગિ તેમણે કંઠને વિષે તુલસીની બેવડી માલા નિત્યે ધારવી અને લલાટ હૃદય અને બે હાથ એ ચારે ઠેકાણે ઉર્ધ્વ પુંડ્ર તિલક કરવું. ॥૪૧॥

**तत्तु गोपीचन्दनेन चन्दनेनाऽथवा हरेः ।**
**कार्यं पूजाऽवशिष्टेन केशरादियुतेन च ॥**

અને તે તિલક જેતે ગોપીચંદને કરીને કરવું અથવા ભગવાનની પૂજા કરતાં બાકી રહ્યું અને કેશરકુંકુમાદિકે યુક્ત એવું જે પ્રસાદિ ચંદન તેણે કરીને તિલક કરવું. ॥ ૪૨ ॥

**तन्मध्य एव कर्त्तव्यः पुण्ड्रद्रव्येण चन्द्रकः ।**
**कुङ्कुमेनाऽथवा वृत्तो राधालक्ष्मीप्रसादिना ॥**

અને તે તિલકના મધ્યને વિષેજ ગોલ એવો જે ચાંદલો તેજેતે ગોપીચન્દને કરીને કરવો અથવા

રાધિકાજી અને લક્ષ્મીજી તેનું પ્રસાદિ એવું જે કુંકુમ તેણે કરીને તે ચાંદલો કરવો. ॥ ૪૩ ॥

**सच्छूद्राः कृष्णभक्ता ये तैस्तु मालोर्ध्वपुण्ड्रके ।**
**द्विजातिवद्धारणीये निजधर्मेषु संस्थितैः ॥**

અને પોતાના ધર્મને વિષે રહ્યા અને શ્રીકૃષ્ણના ભક્ત એવા જે સત્શૂદ્ર તેમણે તો તુલસીની માલા અને ઉર્ધ્વપુંડ્ર તિલક તે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યની પેઠ ધારવાં. ॥ ૪૪ ॥

**भक्तैस्तदितरैर्माले चन्दनादीन्धनोद्भवे ।**
**धार्ये कण्ठे ललाटेऽथ कार्यः केवलचन्द्रकः ॥**

અને તે સચ્છૂદ્રથકી બીજા જે જાતિયે કરીને ઉતરતા એવા ભક્તજન તેમણે તો ચંદનાદિક કાષ્ઠની જે બેવડી માલા તે ભગવાનની પ્રસાદિ કરાવીને કંઠને વિષે ધારવી અને લલાટને વિષે કેવલ ચાંદલો કરવો પણ તિલક ન કરવું. ॥ ૪૫ ॥

**त्रिपुण्ड्ररुद्राक्षधृतिर्येषां स्यात्स्वकुलागता ।**
**तैस्तु विप्रादिभिः क्वापि न त्याज्या सा मदाश्रितैः**

અને જે બ્રાહ્મણાદિકને ત્રિપુંડ્ર જે આડું તિલક કરવું તથા રુદ્રાક્ષની માલા ધારવી એ બે વાનાં પોતાની કુલપરંપરાએ કરીને ચાલ્યાં આવ્યાં હોય અને તે બ્રાહ્મણાદિક અમારા આશ્રિત થયા હોય તોપણ તેમણે તે ત્રિપુંડ્ર અને રુદ્રાક્ષનો ક્યારેય ત્યાગ ન કરવો. ॥૪૬॥

ऐकात्म्यमेव विज्ञेयं नारायणमहेशयोः ।
उभयोर्ब्रह्मरूपेण वेदेषु प्रतिपादनात् ॥

અને નારાયણ અને શિવજી એ બેનું એકાત્માપણુંજ જાણવું કેમજે વેદને વિષે એ બેનું બ્રહ્મરૂપે કરીને પ્રતિપાદન કર્યુંછે. ॥ ૪૭ ॥

शास्त्रोक्त आपद्धर्मो यः स त्वल्पापदि कर्हिचित् ।
मदाश्रितैर्मुख्यतया ग्रहीतव्यो न मानवैः ॥

અને અમારા આશ્રિત જે મનુષ્ય તેમણે શાસ્ત્રે કહ્યો જે આપદ્ધર્મ તે અલ્પ આપત્કાલને વિષે મુખ્યપણે કરીને ક્યારેય ગ્રહણ ન કરવો. ॥ ૪૮ ॥

प्रत्यहं तु प्रबोद्धव्यं पूर्वमेवोदयाद्रवेः ।
विधाय कृष्णस्मरणं कार्यः शौचविधिस्ततः ॥

અને અમારા સત્સંગિ તેમણે નિત્ય સૂર્ય ઉગ્યાથી

પ્રથમજ જાગવું અને શ્રીકૃષ્ણભગવાનનું સ્મરણ કરીને પછી શૌચવિધિ કરવા જવું. ॥ ૪૯ ॥

उपविश्यैव चैकत्र कर्त्तव्यं दन्तधावनम् ।
स्नात्वा शुच्यम्बुना धौते परिधार्ये च वाससी ॥

અને પછી એક સ્થાનને વિષે બેસીને દાતણ કરવું અને પછી પવિત્ર જળેકરીને સ્નાન કરીને પછી ધોયલું વસ્ત્ર એક પહેરવું અને એક ઓઢવું. ॥૫૦॥

उपविश्य ततः शुद्ध आसने शुचिभूतले ।
असङ्कीर्ण उपस्पृश्यं प्राङ्मुखं वोत्तरामुखम् ॥

અને તે વાર પછી પવિત્ર પૃથ્વિને વિષે પાથર્યું અને શુદ્ધ ને કોઇ બીજા આસનને અડ્યું ન હોય અને જે ઉપસ્થ સારિપેઠે બેસાય એવું જે આસન તેને વિષે પૂર્વમુખે અથવા ઉત્તરમુખે બેસીને આચમન કરવું. ॥ ૫૧ ॥

कर्त्तव्यमूर्ध्वपुण्ड्रं च पुम्भिरेव सचन्द्रकम् ।
कार्यः सधवनारीभिर्भाले कुङ्कुमचन्द्रकः ॥

અને પછી સત્સંગિ પુરુષમાત્રને ચાંદલે સહિત

ઊર્ધ્વપુંડ્ર તિલક કરવું અને સુવાસની જે સ્ત્રિયો તેમણે તો પોતાના ભાલનેવિષે કુંકુમનો ચાંદલો કરવો. ॥ ૫૨ ॥

**पुण्ड्रं वा चन्द्रको भाले न कार्यो मृतनाथया ।**
**मनसा पूजनं कार्यं ततः कृष्णस्य चाखिलैः ॥**

અને તે વિધવા સ્ત્રિયો માત્રને પોતાના ભાલનેવિષે તિલક ન કરવું ને ચાંદલો પણ ન કરવો અને તે પછી તે સર્વે જે અમારા સત્સંગિ તેમણે મનેકરીને કલ્પ્યાં જે ચંદન પુષ્પાદિક ઉપચાર તેમણે કરીને શ્રીકૃષ્ણભગવાનની માનસિપૂજા કરવી. ॥ ૫૩ ॥

**प्रणम्य राधाकृष्णस्य लेख्यार्चां तत आदरात् ।**
**शक्त्या जपित्वा तन्मन्त्रं कर्त्तव्यं व्यावहारिकम्**

અને તે પછી શ્રીરાધાકૃષ્ણની જે ચિત્ર પ્રતિમા તેનું આદરથકી દર્શન કરીને નમસ્કાર કરીને પછી પોતાના સામર્થ્ય પ્રમાણે શ્રીકૃષ્ણનો જે અષ્ટાક્ષર-મંત્ર તેનો જપ કરીને તે પછી પોતાનું વ્યવહારિક કામકાજ કરવું. ॥ ૫૪ ॥

**ये त्वम्बरीषवद्भक्ताः स्युरिहात्मनिवेदिनः ।**
**तैश्च मानसपूजान्तं कार्यमुक्तक्रमेण वै ॥**

અને જે અમારા સત્સંગિમાં અંબરિષ રાજાની પેઠ આત્મનિવેદિ એવા ઉત્તમ ભક્ત હોય તેમણે પણ પ્રથમ કહ્યું તેવી રિતે અનુક્રમે કરીને માનસિપૂજા પર્યન્ત સર્વે ક્રિયા કરવી. ॥ ૫૫ ॥

**शैली वा धातुजा मूर्त्तिः शालग्रामोऽर्च्य एव तैः ।**
**द्रव्यैर्यथाप्तैः कृष्णस्य जप्योऽथाष्टाक्षरो मनुः ॥**

અને તેજે આત્મનિવેદિ ભક્ત તેમણે પાષાણની અથવા ધાતુની જે શ્રીકૃષ્ણભગવાનની પ્રતિમા અથવા શાલગ્રામ તેની જે પૂજા તે દેશકાલને અનુસરીને પોતાના સામર્થ્ય પ્રમાણે પ્રાપ્ત થયાં જે ચંદન પુષ્પ ફલાદિક વસ્તુ તેણે કરીને કરવી અને પછી શ્રીકૃષ્ણભગવાનનો જે અષ્ટાક્ષરમંત્ર તેનો જપ કરવો. ॥૫૬॥

**स्तोत्रादेरथ कृष्णस्य पाठः कार्यः स्वशक्तितः ।**
**तथाऽनधीतगीर्वाणैः कार्यं तन्नामकीर्त्तनम् ॥**

અને તે પછી શ્રીકૃષ્ણભગવાનનાં જે સ્તોત્ર

અથવા ગ્રંથ તેનો જે પાઠ તે પોતાના સામર્થ્ય પ્રમાણે કરવો અને જે સંસ્કૃત ન ભણ્યા હોય તેમણે શ્રીકૃષ્ણભગવાનનું નામકીર્ત્તન કરવું. ॥ ૫૭ ॥

हरेर्विधाय नैवेद्यं भोज्यं प्रासादिकं ततः ।
कृष्णसेवापरैः प्रीत्या भवितव्यं च तैः सदा ॥

અને પછી શ્રીકૃષ્ણભગવાનને નૈવેદ્ય કરીને પછી તે પ્રસાદિ એવું જે અન્ન તે જમવું અને તે જે આત્મનિવેદિ વૈષ્ણવ તેમણે સર્વકાલને વિષે પ્રીતિયે કરીને શ્રીકૃષ્ણભગવાનની સેવાપરાયણ થાવું. ॥ ૫૮ ॥

प्रोक्तास्ते निर्गुणा भक्ता निर्गुणस्य हरेर्यतः ।
सम्बन्धात्तत्क्रियाः सर्वा भवन्त्येव हिनिर्गुणाः॥

અને નિર્ગુણ કેતાં માયાના જે સત્વાદિક ત્રણ ગુણ તેણે રહિત એવા જે શ્રીકૃષ્ણભગવાન તેના સંબન્ધ થકી તે આત્મનિવેદિ ભક્તની જે સર્વે ક્રિયા તે નિર્ગુણ થાયછે તે હેતુમાટે તે આત્મનિવેદિ ભક્ત જેતે નિર્ગુણ કહ્યાછે. ॥ ૫૯ ॥

भक्तैरेतैस्तु कृष्णायाऽनर्पितं वार्यपि क्वचित् ।
न पेयं नैव भक्ष्यं च पत्रकन्दफलाद्यपि ॥

અને એ જે આત્મનિવેદિ ભક્ત તેમણે શ્રીકૃષ્ણ-ભગવાનને અર્પણ કર્યા વિનાનું જળપણ ક્યારેય ન પિતું અને પત્ર કંદ ફળાદિક જે વસ્તુ તેપણ શ્રીકૃષ્ણભગવાનને અર્પણ કર્યા વિનાનું ન ખાવું. ॥૬૦॥

**सर्वैरशक्तौ वार्धक्याद्गरीयस्यापदाऽथवा ।**
**भक्ताय कृष्णमन्यस्मै दत्त्वा वृत्त्यं यथाबलम् ॥**

અને વળી સર્વે જે અમારા સત્સંગી તેમણે વૃદ્ધ-પણાથકી અથવા કોઈ મોટા આપત્કાલે કરીને અસ-મર્થપણું થઇ ગયે સતે પોતે સેવવાનું જે શ્રીકૃષ્ણનું સ્વરૂપ તે બીજા ભક્તને આપિને પોતે પોતાના સામ-ર્થ્યપ્રમાણે વર્તવું. ॥ ૬૧ ॥

**आचार्येणैव दत्तं यद्यच्च तेन प्रतिष्ठितम् ।**
**कृष्णस्वरूपं तत्सेव्यं वन्द्यमेवेतरत्तु यत् ॥**

અને જે શ્રીકૃષ્ણનું સ્વરૂપ પોતાને સેવવાને અર્થે ધર્મવંશના જે આચાર્ય તેમણેજ આપ્યું હોય અથવા તે આચાર્યે જે સ્વરૂપની પ્રતિષ્ઠા કરી હોય તેજ સ્વરૂપને સેવવું અને તે વિના બીજું જે શ્રીકૃષ્ણનું

સ્વરૂપ તે તો નમસ્કાર કરવા યોગ્ય છે પણ સેવવા યોગ્ય નથી. ॥ ૬૨ ॥

भगवन्मन्दिरं सर्वैः सायं गन्तव्यमन्वहम् ।
नामसङ्कीर्त्तनं कार्यं तत्रोच्चै राधिकापतेः ॥

અને અમારા જે સર્વે સત્સંગી તેમણે નિત્ય પ્રત્યે સાયંકાલે ભગવાનના મંદિર પ્રત્યે જવું અને તે મંદિરને વિષે શ્રીરાધિકાજીના પતિ એવા જે શ્રીકૃષ્ણભગવાન્ તેના નામનું ઉચ્ચસ્વરે કરીને કીર્ત્તન કરવું. ॥ ૬૩ ॥

कार्यास्तस्य कथावार्ताः श्रव्याश्च परमादरात् ।
वादित्रसहितं कार्यं कृष्णकीर्त्तनमुत्सवे ॥

અને તે શ્રીકૃષ્ણની જે કથા વાર્ત્તા તે પરમઆદરથકી કરવી ને સાંભળવી અને ઉચ્છવને દિવસે વાજીંત્રસહિત શ્રીકૃષ્ણનાં કિર્ત્તન કરવાં. ॥ ૬૪ ॥

प्रत्यहं कार्यमित्थं हि सर्वैरपि मदाश्रितैः ।
संस्कृतप्राकृतग्रन्थाभ्यासश्चापि यथामति ॥

અને અમારા આશ્રિત જે સર્વે સત્સંગી તેમણે

જે પ્રકારે પૂર્વે કહ્યું એ પ્રકારે કરીનેજ નિત્ય પ્રત્યે કરવું અને સંસ્કૃત અને પ્રાકૃત એવા જે સદ્ગ્રંથ તેમનો અભ્યાસ પણ પોતાની બુદ્ધીને અનુ- સારે કરવો. ॥ ૬૫ ॥

**यादृशैर्यो गुणैर्युक्तस्तादृशे स तु कर्मणि ।**
**योजनीयो विचार्यैव नान्यथा तु कदाचन ॥**

અને જે મનુષ્ય જેવા ગુણે કરીને યુક્ત હોય તે મનુષ્યને તેવા કાર્યને વિષે વિચારીનેજ પ્રેરવો પણ જે કાર્યને વિષે જે યોગ્ય ન હોય તે કાર્યને વિષે તેને કયારેય ન પ્રેરવો. ॥ ૬૬ ॥

**अन्नवस्त्रादिभिः सर्वे स्वकीयाः परिचारकाः ।**
**सम्भावनीयाः सततं यथायोग्यं यथाधनम् ॥**

અને પોતાના જે સેવક હોય તે સર્વની પોતાના સામર્થ્ય પ્રમાણે અન્નવસ્ત્રાદિકે કરીને યથાયોગ્ય સંભાવના નિરંતર રાખવી. ॥ ૬૭ ॥

**यादृग्गुणो यः पुरुषस्तादृशा वचनेन सः ।**
**देशकालानुसारेण भाषणीयो न चान्यथा ॥**

અને જે પુરુષ જેવા ગુણવાળો હોય તે

પુરુષને તેવા વચને કરીને દેશકાલાનુસારે યથાયોગ્ય બોલાવવો પણ એથી બીજી રીતે ન બોલાવવો. ॥૬૮॥

**गुरुभूपालवर्षिष्ठत्यागिविद्वत्तपस्विनाम् ।**
**अभ्युत्थानादिना कार्यःसन्मानो विनयान्वितैः**

અને વિનયેકરીને યુક્ત એવા જે અમારા આશ્રિત સત્સંગિ તેમણે ગુરૂ રાજા અતિવૃદ્ધ ત્યાગી વિદ્વાન્ અને તપસ્વી એ છ જણા આવે ત્યારે સન્મુખ ઉઠવું તથા આસન આપવું તથા મધુરે વચને બોલાવવું ઇત્યાદિક ક્રિયાયે કરીને એમનું સન્માન કરવું. ॥ ૬૯ ॥

**नोरौ कृत्वा पादमेकं गुरुदेवनृपान्तिके ।**
**उपवेश्यं सभायां च जानू बद्ध्वा न वाससा ॥**

અને ગુરૂ દેવ ને રાજા એમને સમીપે તથા સભાને વિષે પગ ઉપર પગ ચઢાવીને ન બેસવું તથા વસ્ત્રે કરીને ઢિંચણને બાંધીને ન બેસવું. ॥ ૭૦ ॥

**विवादो नैव कर्तव्यः स्वाचार्येण सह क्वचित् ।**
**पूज्योऽन्नधनवस्त्राद्यैर्यथाशक्ति स चाखिलैः ॥**

અને અમારા આશ્રિત જે સર્વે સત્સંગી તેમણે

પોતાના આચાર્ય સંઘાથે ક્યારેય પણ વિવાદ ન કરવો અને પોતાના સામર્થ્યપ્રમાણે અન્ન ધન વસ્ત્રાદિકે કરીને તે પોતાના આચાર્યને પૂજવા. ॥ ૭૧ ॥

**तमायान्तं निशम्याशु प्रत्युद्गन्तव्यमादरात् ।**
**तस्मिन् यात्यनुगम्यं च ग्रामान्तावधि मच्छ्रितैः**

અમારા જે આશ્રિતજન તેમણે પોતાના આચાર્યને આવતા સાંભળીને આદરથકી તત્કાલ સન્મુખ જવું અને તે આચાર્ય પોતાના ગામથી પાછા પધારે ત્યારે ગામની ભાગોલસુધી વલાવવા જવું. ॥ ૭૨ ॥

**अपि भूरिफलं कर्म धर्मापेतं भवेद्यदि ।**
**आचर्यं तर्हि तन्नैव धर्मः सर्वार्थदोऽस्ति हि ॥**

અને ઘણુંક છે ફલ જેને વિષે એવું પણ જે કર્મ તે જો ધર્મે રહિત હોય તો તેનું આચરણ નજ કરવું કેમજે ધર્મ છે તેજ સર્વ પુરૂષાર્થનો આપનારો છે માટે કોઈક ફલના લોભે કરીને ધર્મનો ત્યાગ ન કરવો. ॥ ૭૩ ॥

**पूर्वैर्महद्भिरपि यदधर्माचरणं क्वचित् ।**
**कृतं स्यात्तत्तु न ग्राह्यं ग्राह्यो धर्मस्तु तत्कृतः ॥**

અને પૂર્વે થયા જે મોટા પુરૂષ તેમણે પણ જો ક્યારેક અધર્માચરણ કર્યું હોય તો તેનું ગ્રહણ ન કરવું અને તેમણે જે ધર્માચરણ કર્યું હોય તો તેનું ગ્રહણ કરવું. ॥ ૭૪ ॥

**गुह्यवार्त्ता तु कस्यापि प्रकाश्या नैव कुत्रचित् ।**
**समदृष्ट्या न कार्यश्च यथार्हार्चाव्यतिक्रमः ॥**

અને કોઈની પણ જે ગુહ્યવાર્તા તેતો કોઈ ઠેકાણે પણ પ્રકાશ કરવીજ નહિ અને જે જીવનું જેવી રીતે સન્માન કરતું ઘટતું હોય તેનું તેવી રીતેજ સન્માન કરવું પણ સમદૃષ્ટિયે કરીને એ મર્યાદાનું ઉલ્લંઘન કરવું નહિ. ॥ ૭૫ ॥

**विशेषनियमो धार्यश्चातुर्मास्येऽखिलैरपि ।**
**एकस्मिन् श्रावणे मासि स त्वशक्तैस्तु मानवैः ॥**

અને અમારા જે સર્વે સત્સંગી તેમણે ચાતુર્માસને વિષે વિશેષ નિયમ ધારવો અને જે મનુષ્ય અસમર્થ હોય તેમણે તો એક શ્રાવણમાસને વિષે વિશેષ નિયમ ધારવો. ॥ ૭૬ ॥

विष्णोः कथायाः श्रवणं वाचनं गुणकीर्त्तनम् ।
महापूजा मन्त्रजपः स्तोत्रपाठः प्रदक्षिणाः ॥

અને તે વિશેષ નિયમ તે કિયા તો ભગવાનની કથાનું શ્રવણ કરવું તથા કથા વાંચવી તથા ભગવાનના ગુણનું કીર્તન કરવું તથા પંચામૃત સ્નાનેકરીને ભગવાનની મહાપૂજા કરવી તથા ભગવાનના મંત્રનો જપ કરવો તથા સ્તોત્રનો પાઠ કરવો તથા ભગવાનને પ્રદક્ષિણાઓ કરવી. ॥ ૭૭ ॥

साष्टाङ्गप्रणतिश्चेति नियमा उत्तमा मताः ।
एतेष्वेकतमो भक्त्या धारणीयो विशेषतः ॥

તથા ભગવાનને સાષ્ટાંગ નમસ્કાર કરવો એ જે આઠ પ્રકારના નિયમ તે અમે ઉત્તમ માન્યા છે તે માટે એ નિયમમાંથી કોઈ એક નિયમ જેતે ચૌમાસાને વિષે વિશેષપણે ભક્તિયે કરીને ધારવો. ॥ ૭૮ ॥

एकादशीनां सर्वासां कर्त्तव्यं व्रतमादरात् ।
कृष्णजन्मदिनानां च शिवरात्रेश्च सोत्सवम् ॥

અને સર્વ જે એકાદશીયો તેમનું વ્રત જેતે આદર-

થકી કરવું તથા શ્રીકૃષ્ણભગવાનના જે જન્માષ્ટમી આદિક જન્મદિવસ તેમનું વ્રત જેતે આદરથકી કરવું તથા શિવરાત્રિનું વ્રત જેતે આદરથકી કરવું અને તે વ્રતના દિવસને વિષે મોટા ઉત્સવ કરવા. ॥ ૭૯ ॥

**उपवासदिने त्याज्या दिवानिद्रा प्रयत्नतः ।**
**उपवासस्तया नश्येन्मैथुनेनेव यन्नृणाम् ॥**

અને જે દિવસે વ્રતનો ઉપવાસ કર્યો હોય તે દિવસે અતિશય યત્ને કરીને દિવસની નિદ્રાનો ત્યાગ કરવો કેમ જે જેમ મૈથુનેકરીને મનુષ્યના ઉપવાસનો નાશ થાયછે તેમજ દિવસની નિદ્રાએ કરીને મનુષ્યના ઉપવાસનો નાશ થઈ જાયછે. ॥ ૮૦ ॥

**सर्ववैष्णवराजश्रीवल्लभाचार्यनन्दनः ।**
**श्रीविठ्ठलेशः कृतवान् यं व्रतोत्सवनिर्णयम् ॥**

અને સર્વ વૈષ્ણવના રાજા એવા જે શ્રીવલ્લભાચાર્ય તેના પુત્ર જે શ્રીવિઠ્ઠલનાથજી તે જેતે જે વ્રત અને ઉચ્છવના નિર્ણયને કરતા હવા. ॥ ૮૧ ॥

**कार्यास्तमनुसृत्यैव सर्व एव व्रतोत्सवाः ।**
**सेवारीतिश्च कृष्णस्य ग्राह्या तदुदितैव हि ॥**

અને તે વિઠ્ઠલનાથજીએ કર્યો જે નિર્ણય તેનેજ અનુસરીને સર્વે વ્રત ને ઉચ્છવ કરવા અને તે વિઠ્ઠલનાથજીએ કહી જે શ્રીકૃષ્ણની સેવારીતિ તેનુંજ ગ્રહણ કરવું. ॥ ૮૨ ॥

**कर्त्तव्या द्वारिकामुख्यतीर्थयात्रा यथाविधि ।**
**सर्वैरपि यथाशक्ति भाव्यं दीनेषु वत्सलैः ॥**

અને સર્વે જે અમારા આશ્રિત તેમણે દ્વારિકા આદિક જે તીર્થ તેમની યાત્રા જેતે પોતાના સામર્થ્ય પ્રમાણે યથાવિધિએ કરીને કરવી અને વળી પોતાના સામર્થ્ય પ્રમાણે દીન જનનેવિષે દયાવાન થાવું. ॥ ૮૩ ॥

**विष्णुः शिवो गणपतिः पार्वती च दिवाकरः ।**
**एताः पूज्यतया मान्या देवताः पञ्च मामकैः ॥**

અને અમારા જે આશ્રિત તેમણે વિષ્ણુ શિવ ગણપતિ પાર્વતી અને સૂર્ય એ પાંચ દેવ જેતે પૂજ્યપણે કરીને માનવા. ॥ ૮૪ ॥

**भूताद्युपद्रवे क्वापि वर्म नारायणात्मकम् ।**
**जप्यं च हनुमन्मन्त्रो जप्यो न क्षुद्रदैवतः ॥**

અને જો ક્યારેક ભૂતપ્રેતાદિકનો ઉપદ્રવ થાય તારે તો નારાયણ કવચનો જપ કરવો અથવા હનુમાનના મંત્રનો જપ કરવો પણ એવિના બીજા કોઇ ક્ષુદ્ર દેવના સ્તોત્ર અને મંત્રનો જપ ન કરવો. ॥ ૮૫ ॥

**रवेरिन्दोश्चोपरागे जायमानेऽपराः क्रियाः ।**
**हित्वाऽऽशु शुचिभिः सर्वैः कार्यः कृष्णमनोर्जपः**

અને સૂર્યનું ને ચંદ્રમાનું ગ્રહણ થએસતે અમારા જે સર્વે સત્સંગી તેમણે બીજી સર્વે ક્રિયાનો તત્કાલ ત્યાગ કરીને પવિત્ર થઇને શ્રીકૃષ્ણભગવાનના મંત્રનો જપ કરવો. ॥ ૮૬ ॥

**जातायामथ तन्मुक्तौ कृत्वा स्नानं सचेलकम् ।**
**देयं दानं गृहिजनैः शक्त्याऽन्यैस्त्वर्च्य ईश्वरः ॥**

અને તે ગ્રહણ મુકાઇ રહ્યા પછી વસ્ત્રસહિત સ્નાન કરીને જે અમારા ગૃહસ્થ સત્સંગી હોય તેમણે પોતાના સામર્થ્યપ્રમાણે દાન કરવું અને જે ત્યાગી હોય તેમણે ભગવાનની પૂજા કરવી. ॥૮૭॥

जन्माशौचं मृताशौचं स्वसम्बन्धानुसारतः ।
पालनीयं यथाशास्त्रं चातुर्वर्ण्यजनैर्मम ॥

અને અમારા સત્સંગિ એવા જે ચારે વર્ણના મનુષ્ય તેમણે જન્મનું સૂતક તથા મરણનું સૂતક તે પોતપોતાના સંબન્ધને અનુસારે કરીને યથાશાસ્ત્ર પાલવું. ॥ ૮૮ ॥

भाव्यं शमदमक्षान्तिसन्तोषादिगुणान्वितैः ।
ब्राह्मणैः शौर्यधैर्यादिगुणोपेतैश्च बाहुजैः ॥

અને જે બ્રાહ્મણ વર્ણ હોય તેમણે શમ દમ ક્ષમા અને સંતોષ એ આદિક જે ગુણ તેમણે યુક્ત થવું અને જે ક્ષત્રિય વર્ણ હોય તેમણે શૂરવીરપણું અને ધીરજ એ આદિક જે ગુણ તેમણે યુક્ત થવું. ॥ ૮૯ ॥

वैश्यैश्च कृषिवाणिज्यकुसीदमुखवृत्तिभिः ।
भवितव्यं तथा शूद्रैर्द्विजसेवादिवृत्तिभिः ॥

અને વૈશ્ય વર્ણ હોય તેમણે કૃષિકર્મ તથા વણજ વ્યાપાર તથા વ્યાજવટો એ આદિક જે

વૃત્તિયો તેમણે કરીને વર્તવું અને જે શૂદ્ર વર્ણ હોય તેમણે બ્રાહ્મણાદિક ત્રણ વર્ણની સેવા કરવી એ આદિક જે વૃત્તિયો તેમણે કરીને વર્તવું. ॥ ૯૦ ॥

**संस्काराश्चाह्निकं श्राद्धं यथाकालं यथाधनम् ।**
**स्वस्वगृह्यानुसारेण कर्त्तव्यं च द्विजन्मभिः ॥**

અને જે દ્વિજ હોય તેમણે ગર્ભાધાનાદિક સંસ્કાર તથા આહ્નિક તથા શ્રાદ્ધ એ ત્રણ જેતે પોતાના ગૃહ્યસૂત્રને અનુસારે કરીને જેવો જેનો અવસર હોય અને જેવી ધનસંપત્તિ હોય તે પ્રમાણે કરવાં. ॥૯૧॥

**अज्ञानाज्ज्ञानतो वाऽपि गुरु वा लघु पातकम् ।**
**क्वापि स्यात्तर्हि तत्प्रायश्चित्तं कार्यं स्वशक्तितः ॥**

અને ક્યારેક જાણે અથવા અજાણે જો નાનું મોટું પાપ થઈ જાય તો પોતાની શક્તિપ્રમાણે તે પાપનું પ્રાયશ્ચિત્ત કરવું. ॥ ૯૨ ॥

**वेदाश्च व्याससूत्राणि श्रीमद्भागवताभिधम् ।**
**पुराणं भारते तु श्रीविष्णोर्नामसहस्रकम् ॥**

અને ચાર વેદ તથા વ્યાસસૂત્ર તથા શ્રીમદ્ભાગ-

વતનામે પુરાણ તથા મહાભારતને વિષે તો શ્રીવિષ્ણુ-સહસ્રનામ. ॥ ૯૩ ॥

**तथा श्रीभगवद्गीता नीतिश्च विदुरोदिता ।**
**श्रीवासुदेवमाहात्म्यं स्कान्दवैष्णवखण्डगम् ॥**

તથા શ્રીભગવદ્ગીતા તથા વિદુરજીએ કહેલી જે નીતિ તથા સ્કંદપુરાણનો જે વિષ્ણુખંડ તેને વિષે રહ્યું એવું જે શ્રી વાસુદેવમાહાત્મ્ય. ॥ ૯૪ ॥

**धर्मशास्त्रान्तर्गता च याज्ञवल्क्यऋषेः स्मृतिः ।**
**एतान्यष्ट ममेष्टानि सच्छास्त्राणि भवन्ति हि ॥**

અને ધર્મશાસ્ત્રના મધ્યમાં રહી એવી જે યાજ્ઞવલ્ક્યઋષિની સ્મૃતિ એ જે આઠ સચ્છાસ્ત્ર તે અમને ઇષ્ટ છે. ॥ ૯૫ ॥

**स्वहितेच्छुभिरेतानि मच्छिष्यैः सकलैरपि ।**
**श्रोतव्यान्यथ पाठ्यानि कथनीयानि च द्विजैः॥**

અને પોતાના હિતને ઇચ્છતા એવા જે અમારા સર્વે શિષ્ય તેમણે એ આઠ સચ્છાસ્ત્ર જેતે સાંભળવાં અને અમારા આશ્રિત જે દ્વિજ તેમણે એ સચ્છાસ્ત્ર જેતે ભણવાં તથા ભણાવવાં તથા એમની કથા કરવી. ॥૯૬॥

**तत्राचारव्यवहृतिनिष्कृतीनां च निर्णये ।**
**ग्राह्या मिताक्षरोपेता याज्ञवल्क्यस्य तु स्मृतिः ॥**

અને તે આઠ સચ્છાસ્ત્રમાંથી આચાર વ્યવહાર અને પ્રાયશ્ચિત્ત એ ત્રણનો જે નિર્ણય કરવો તેને વિષે તો મિતાક્ષરાટીકાએ યુક્ત એવી જે યાજ્ઞવલ્ક્યઋષિની સ્મૃતિ તેનું ગ્રહણ કરવું. ॥ ૯૭ ॥

**श्रीमद्भागवतस्यैषु स्कन्धौ दशमपञ्चमौ ।**
**सर्वाधिकतया ज्ञेयौ कृष्णमाहात्म्यबुद्धये ॥**

અને વળી એ આઠ સચ્છાસ્ત્રને વિષે જે શ્રીમદ્ભાગવત પુરાણ તેના દશમ ને પંચમનામે જે બે સ્કંધ તેજેતે શ્રીકૃષ્ણભગવાનના માહાત્મ્ય જાણવાને અર્થે સર્વથી અધિકપણે જાણવા. ॥ ૯૮ ॥

**दशमः पञ्चमः स्कन्धो याज्ञवल्क्यस्य च स्मृतिः**
**भक्तिशास्त्रं योगशास्त्रं धर्मशास्त्रं क्रमेण मे ॥**

અને દશમસ્કંધ તથા પંચમસ્કંધ તથા યાજ્ઞવલ્ક્યની સ્મૃતિ એ જે ત્રણ તે અનુક્રમે કરીને અમારૂં ભક્તિશાસ્ત્ર યોગશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર છે કહેતાં દશમ-

સ્કંધ તે ભક્તિશાસ્ત્ર છે અને પંચમસ્કંધ તે યોગશાસ્ત્ર છે અને યાજ્ઞવલ્ક્યની સ્મૃતિ તે ધર્મશાસ્ત્ર છે એમ જાણવું. ॥ ૯૯ ॥

**शारीरकाणां भगवद्गीतायाश्चावगम्यताम् ।**
**रामानुजाचार्यकृतं भाष्यमाध्यात्मिकं मम ॥**

અને શ્રીરામાનુજાચાર્યે કર્યું એવું જે વ્યાસસૂત્રનું શ્રીભાષ્ય તથા શ્રીભગવદ્ગીતાનું ભાષ્ય એ જે બે તે અમારું અધ્યાત્મશાસ્ત્ર છે એમ જાણવું. ॥ ૧૦૦ ॥

**एतेषु यानि वाक्यानि श्रीकृष्णस्य वृषस्य च ।**
**अत्युत्कर्षपराणि स्युस्तथा भक्तिविरागयोः ॥**

અને એ સર્વે સચ્છાસ્ત્રને વિષે જે વચન તે જેતે શ્રીકૃષ્ણભગવાનનું સ્વરૂપ તથા ધર્મ તથા ભક્તિ તથા વૈરાગ્ય એ ચારના અતિ ઉત્કર્ષપણાને કહેતાં હોય. ॥ ૧૦૧ ॥

**मन्तव्यानि प्रधानानि तान्येवेतरवाक्यतः ।**
**धर्मेण सहिता कृष्णभक्तिः कार्येति तद्रहः ॥**

તે વચન જેતે બીજા વચન કરતાં પ્રધાનપણે

માનવાં અને શ્રીકૃષ્ણભગવાનની ભક્તિ તે જેતે ધર્મ-સહિતજ કરવી એવી રીતે તે સર્વે સચ્છાસ્ત્રનું રહસ્ય છે. ॥ ૧૦૨ ॥

**धर्मो ज्ञेयः सदाचारः श्रुतिस्मृत्युपपादितः ।**
**माहात्म्यज्ञानयुग्भूरिस्नेहो भक्तिश्च माधवे ॥**

અને શ્રુતિ સ્મૃતિ તેમણે પ્રતિપાદન કર્યો એવો જે સદાચાર તે ધર્મ જાણવો અને શ્રીકૃષ્ણભગવાનને વિષે માહાત્મજ્ઞાને સહિત જે ઘણો સ્નેહ તે ભક્તિ જાણવી. ॥ ૧૦૩ ॥

**वैराग्यं ज्ञेयमप्रीतिः श्रीकृष्णेतरवस्तुषु ।**
**ज्ञानं च जीवमायेशरूपाणां सुष्ठु वेदनम् ॥**

અને શ્રીકૃષ્ણભગવાન્ વિના અન્ય પદાર્થમાં પ્રીતિ નહિ તે વૈરાગ્ય જાણવો અને જીવ માયા અને ઈશ્વર તેમના સ્વરૂપને જે રૂડી રીતે જાણવું તેને જ્ઞાન કહિયે. ॥ ૧૦૪ ॥

**हृत्स्थोऽणुसूक्ष्मश्चिद्रूपोज्ञाताव्याप्याखिलां तनुम्**
**ज्ञानशक्त्या स्थितो जीवो ज्ञेयोऽच्छेद्यादिलक्षणः**

અને જે જીવ છે તે હૃદયને વિષે રહ્યો છે ને અણુ સરખો સૂક્ષ્મ છે ને ચૈતન્યરૂપ છે ને જાણનારો છે અને પોતાની જ્ઞાનશક્તિયે કરીને નખથી શિખાપર્યંત સમગ્ર પોતાના દેહ પ્રત્યે વ્યાપીને રહ્યો છે અને અછેદ્ય, અભેદ્ય, અજર, અમર ઇત્યાદિક છે લક્ષણ જેનાં એવો જીવ છે એમ જાણવો. ॥ ૧૦૫ ॥

**त्रिगुणात्मा तमः कृष्णशक्तिर्देहतदीययोः ।**
**जीवस्य चाहंममताहेतुर्मायाऽवगम्यताम् ॥**

અને જે માયા છે તે ત્રિગુણાત્મિકા છે ને અંધકારરૂપ છે ને શ્રીકૃષ્ણભગવાનની શક્તિ છે અને આ જીવને દેહ તથા દેહના જે સંબન્ધી, તેમને વિષે અહંમમત્વની કરાવનારી છે એમ માયાને જાણવી. ॥ ૧૦૬ ॥

**हृदये जीववज्जीवे योऽन्तर्यामितया स्थितः ।**
**ज्ञेयः स्वतन्त्र ईशोऽसौ सर्वकर्मफलप्रदः ॥**

અને જે ઈશ્વર છે તે જેતે જેમ હૃદયને વિષે જીવ રહ્યો છે તેમ તે જીવને વિષે અંતર્યામિપણે કરીને રહ્યા છે ને સ્વતંત્ર છે ને સર્વ જીવને કર્મ ફલના આપનારા છે એમ ઈશ્વરને જાણવા ॥ ૧૦૭ ॥

**स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः ।**
**उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम् ॥**

અને તે ઈશ્વર તે કિયા તો પરબ્રહ્મ પુરુષોત્તમ એવા જે શ્રીકૃષ્ણભગવાન્ તે ઈશ્વર છે અને તે શ્રીકૃષ્ણ જે તે આપણા ઇષ્ટદેવ છે ને ઉપાસના કરવા યોગ્ય છે અને સર્વ અવતારના કારણ છે. ॥ ૧૦૮ ॥

**स राधया युतो ज्ञेयो राधाकृष्ण इति प्रभुः ।**
**रुक्मिण्या रमयोपेतो लक्ष्मीनारायणः स हि ॥**

અને સમર્થ એવા જે શ્રીકૃષ્ણ તે જેતે રાધિકાજીએ યુક્ત હોય તારે રાધાકૃષ્ણ જાણવા અને રુકમણીરૂપ જે લક્ષ્મી તેમણે યુક્ત હોય તારે લક્ષ્મીનારાયણ એવે નામે જાણવા. ॥ ૧૦૯ ॥

**ज्ञेयोऽर्जुनेन युक्तोऽसौ नरनारायणाभिधः ।**
**बलभद्रादियोगेन तत्तन्नामोच्यते स च ॥**

અને એ શ્રીકૃષ્ણ જેતે અર્જુને યુક્ત હોય તારે નરનારાયણ એવે નામે જાણવા અને વળી તે શ્રીકૃષ્ણ જેતે બલભદ્રાદિકને યોગે કરીને તેતે નામે કહેવાય છે એમ જાણવું. ॥ ૧૧૦ ॥

**एते राधादयो भक्तास्तस्य स्युः पार्श्वतः कचित् ।**
**कचित्तदङ्गेऽतिस्नेहात्स तु ज्ञेयस्तदैकलः ॥**

અને એ જે રાધાદિક ભક્ત તે જેતે ક્યારેક તો તે શ્રીકૃષ્ણભગવાનને પડખે હોયછે અને ક્યારેક તો અતિ સ્નેહે કરીને શ્રીકૃષ્ણભગવાનના અંગને વિષે રહે છે ત્યારે તો તે શ્રીકૃષ્ણભગવાન્ એકલાજ હોય એમ જાણવા. ॥ ૧૧૧ ॥

**अतश्चास्य स्वरूपेषु भेदो ज्ञेयो न सर्वथा ।**
**चतुरादिभुजत्वं तु द्विबाहोस्तस्य चैच्छिकम् ॥**

એ હેતુ માટે એ શ્રીકૃષ્ણભગવાનનાં જે સ્વરૂપ તેમને વિષે સર્વ પ્રકારે કરીને ભેદ ન જાણવો અને ચતુર્ભુજપણું અષ્ટભુજપણું સહસ્રભુજપણું ઇત્યાદિક જે ભેદ જણાય છે તેતો દ્વિભુજ એવા જે તે શ્રીકૃષ્ણ તેમની ઇચ્છાયે કરીને છે એમ જાણવું. ॥ ૧૧૨ ॥

**तस्यैव सर्वथा भक्तिः कर्त्तव्या मनुजैर्भुवि ।**
**निःश्रेयसकरं किञ्चित्ततोऽन्यन्नेति दृश्यताम् ॥**

અને એવા જેતે શ્રીકૃષ્ણભગવાન્ તેની જે ભક્તિ તે જેતે પૃથ્વીને વિષે સર્વ મનુષ્ય તેમણે કરવી અને

તે ભક્તિથકી બીજું કલ્યાણકારી સાધન કાંઈ નથી એમ જાણવું. ॥ ૧૧૩ ॥

**गुणिनां गुणवत्ताया ज्ञेयं ह्येतत् परं फलम् ।**
**कृष्णेभक्तिश्चसत्सङ्गोऽन्यथायान्तिविदोप्यधः॥**

અને વિદ્યાદિક ગુણવાલા જે પુરુષ તેમના ગુણવાન્પણાનું એજ પરમ ફલ જાણવું કિયું તો જે શ્રીકૃષ્ણભગવાનને વિષે ભક્તિ કરવીને સત્સંગ કરવો અને એમ ભક્તિને સત્સંગ એ બે વિનાતો વિદ્વાન્ હોય તેપણ અધોગતિને પાંમે છે. ॥ ૧૧૪ ॥

**कृष्णस्तदवताराश्च ध्येयास्तत्प्रतिमाऽपि च ।**
**न तु जीवा नृदेवाद्या भक्ता ब्रह्मविदोऽपि च॥**

અને શ્રીકૃષ્ણભગવાન્ તથા શ્રીકૃષ્ણભગવાનના જે અવતાર તે જેતે ધ્યાન કરવા યોગ્ય છે તથા શ્રીકૃષ્ણભગવાનની જે પ્રતિમા તે પણ ધ્યાન કરવા યોગ્ય છે માટે એમનું ધ્યાન કરવું અને મનુષ્ય તથા દેવાદિક જે જીવ તેતો શ્રીકૃષ્ણભગવાનના ભક્ત હોય અને બ્રહ્મવેત્તા હોય તોપણ ધ્યાન કરવા યોગ્ય નથી માટે એમનું ધ્યાન ન કરવું. ॥ ૧૧૫ ॥

निजात्मानं ब्रह्मरूपं देहत्रयविलक्षणम् ।
विभाव्य तेन कर्त्तव्या भक्तिः कृष्णस्य सर्वदा ॥

અને સ્થૂલ સૂક્ષ્મ અને કારણ એ જે ત્રણ દેહ તેથકી વિલક્ષણ એવો જે પોતાનો જીવાત્મા તેને બ્રહ્મરૂપની ભાવના કરીને પછી તે બ્રહ્મરૂપે કરીને શ્રીકૃષ્ણભગવાનની ભક્તિ જેતે સર્વકાલને વિષે કરવી. ॥૧૧૬॥

श्रव्यः श्रीमद्भागवतदशमस्कन्ध आदरात् ।
प्रत्यहं वा सकृद्वर्षे वर्षे वाच्योऽथ पण्डितैः ॥

અને શ્રીમદ્ભાગવત પુરાણનો જે દશમસ્કંધ તેજેતે નિત્યપ્રત્યે આદરથકી સાંભળવો અથવા વર્ષોવર્ષ એકવાર સાંભળવો અને જે પંડિત હોય તેમણે નિત્યપ્રત્યે વાંચવો અથવા વર્ષોવર્ષ એકવાર વાંચવો. ॥૧૧૭॥

कारणीया पुरश्चर्या पुण्यस्थानेऽस्य शक्तितः ।
विष्णुनामसहस्रादेश्चापि कार्येप्सितप्रदा ॥

અને એજે દશમસ્કંધ તેનું પુરશ્ચરણ જેતે પુણ્યસ્થાનકને વિષે પોતાના સામર્થ્ય પ્રમાણે કરવું કરાવવું અને વલી વિષ્ણુસહસ્રનામ આદિક જે સચ્છાસ્ત્ર

તેનું પુરશ્ચરણ પણ પોતાના સામર્થ્ય પ્રમાણે કરવું કરાવવું તે પુરશ્ચરણ કેવું છે તો પોતાના મનવાંછિત ફલને આપે એવું છે. ॥ ૧૧૮ ॥

**दैव्यामापदि कष्टायां मानुष्यां वा गदादिषु ।**
**यथा स्वपररक्षा स्यात्तथा वृत्त्यं न चान्यथा ॥**

અને કષ્ટની દેનારી એવી કોઈ દેવસંબન્ધી આપદા આવી પડે તથા મનુષ્યસંબન્ધી આપદા આવી પડે તથા રોગાદિક આપદા આવી પડે તેને વિષે જેમ પોતાની ને બીજાની રક્ષા થાય તેમ વર્તવું પણ બીજી રીતે ન વર્તવું. ॥ ૧૧૯ ॥

**देशकालवयोवित्तजातिशक्त्यनुसारतः ।**
**आचारो व्यवहारश्च निष्कृतं चावधार्यताम् ॥**

અને આચાર વ્યવહાર અને પ્રાયશ્ચિત્ત એજે ત્રણ વાંનાં તેજેતે દેશ કાલ અવસ્થા દ્રવ્ય જાતિ અને સામર્થ્ય એટલાને અનુસારે કરીને જાણવાં. ॥૧૨૦॥

**मतं विशिष्टाद्वैतं मे गोलोको धाम चेप्सितम् ।**
**तत्र ब्रह्मात्मना कृष्णसेवा मुक्तिश्च गम्यताम् ॥**

અને અમારો જે મત તે વિશિષ્ટાદ્વૈત છે એમ જાણવું. અને અમને પ્રિય એવું જે ધામ તે ગોલોક છે એમ જાણવું અને તે ધામને વિષે બ્રહ્મરૂપે કરીને જે શ્રીકૃષ્ણભગવાનની સેવા કરવી તે અમે મુક્તિ-માંની છે એમ જાણવું. ॥ ૧૨૧ ॥

**एते साधारणा धर्माः पुंसां स्त्रीणां च सर्वतः ।**
**मदाश्रितानां कथिता विशेषानथ कीर्त्तये ॥**

અને આજે પૂર્વે સર્વે ધર્મ કહ્યા તેજેતે અમારા આશ્રિત જે ત્યાગી ગૃહસ્થ બાઈ ભાઈ સર્વે સત્સંગિ તેમના સામાન્ય ધર્મ કહ્યા છે કેતાં સર્વ સત્સંગિ માત્રને સરખા પાલવાના છે અને હવે એ સર્વેના જે વિશેષ ધર્મ છે તેમને પૃથક્ પૃથક્પણે કરીને કહિએ છઈએ. ॥ ૧૨૨ ॥

**मज्ज्येष्ठावरजभ्रातृसुताभ्यां तु कदाचन ।**
**स्वासन्नसम्बन्धहीना नोपदेश्या हि योषितः ॥**

હવે પ્રથમ ધર્મવંશી જે આચાર્ય અને તેમની પત્નિયો તેમના જે વિશેષ ધર્મ તે કહિએ છઇએ અમારા મોટા ભાઈ અને નાના ભાઈ તેના પુત્ર જે

અયોધ્યાપ્રસાદ અને રઘુવીર તેમણે પોતાના સમીપ સંબન્ધ વિનાની જે બીજી સ્ત્રીયો તેમને મંત્ર ઉપદેશ ક્યારેય ન કરવો. ॥ ૧૨૩ ॥

**न स्प्रष्टव्याश्च ताः क्वापि भाषणीयाश्च ता नहि ।**
**क्रौर्यं कार्यं न कस्मिंश्चिन्न्यासो रक्ष्यो न कस्यचित्**

અને તે સ્ત્રીયોને ક્યારેય પણ અડવું નહિ અને તે સાથે બોલવું નહિ અને કોઈ જીવને વિષે ક્રૂરપણું ન કરવું અને કોઇની થાપણ ન રાખવી. ॥૧૨૪॥

**प्रतिभूत्वं न कस्यापि कार्यं च व्यावहारिके ।**
**भिक्षयाऽऽपदतिक्रम्या न तु कार्यमृणं क्वचित् ॥**

અને વ્યવહાર કાર્યને વિષે કેનું પણ જમાનગરું ન કરવું અને કોઈ આપત્કાલ આવી પડે તો ભિક્ષા માગીને પોતાનો નિર્વાહ કરીને તે આપત્કાલને ઉલ્લંઘવો પણ કોઈનું કરજ તો ક્યારેય ન કરવું. ॥ ૧૨૫ ॥

**स्वशिष्यार्पितधान्यस्य कर्त्तव्यो विक्रयो न च ।**
**जीर्णं दत्वा नवीनं तु ग्राह्यं तन्नैष विक्रयः ॥**

અને પોતાના જે શિષ્ય તેમણે, ધર્મનિમિત્ત

પોતાને આપ્યું જે અન્ન તે વેચવું નહિ અને તે અન્ન જુનું થાય તો તે જુનું કોઇકને દઇને નવું લેવું અને એવી રીતે જે જુનાનું નવું કરવું તે વેચ્યું ન કહેવાય. ॥ ૧૨૬ ॥

**भाद्रशुक्लचतुर्थ्यां च कार्यं विघ्नेशपूजनम् ।**
**इषकृष्णचतुर्दश्यां कार्याऽर्चा च हनूमतः ॥**

અને ભાદરવા શુદિ ચતુર્થીને દિવસે ગણપતિની પૂજા કરવી તથા આસોવદી ચતુર્દશીને દિવસે હનુમાનની પૂજા કરવી. ॥ ૧૨૭ ॥

**मदाश्रितानां सर्वेषां धर्मरक्षणहेतवे । गुरुत्वे**
**स्थापिताभ्यां च ताभ्यां दीक्ष्या मुमुक्षवः ॥**

અને અમારે આશ્રિત જે સર્વે સત્સંગિ તેમના ધર્મની રક્ષા કરવાને અર્થે એ સર્વેના ગુરૂપણાને વિષે અમે સ્થાપન કર્યા એવા જે તે અયોધ્યાપ્રસાદ અને રઘુવીર તેમણે મુમુક્ષુ જનને દીક્ષા આપવી. ॥ ૧૨૮ ॥

**यथाधिकारं संस्थाप्याः स्वे स्वे धर्मे निजाश्रिताः ।**
**मान्याःसंतश्च कर्त्तव्यः सच्छास्त्राभ्यासआदरात्**

અને પોતાના આશ્રિત જે સર્વે સત્સંગિ તેમને અધિકાર પ્રમાણે પોતપોતાના ધર્મને વિષે રાખવા અને સાધુને આદરથકી માનવા તથા સચ્છાસ્ત્રનો અભ્યાસ આદરથકી કરવો. ॥ ૧૨૯ ॥

**मया प्रतिष्ठापितानां मन्दिरेषु महत्सु च।**
**लक्ष्मीनारायणादीनां सेवा कार्या यथाविधि ॥**

અને મોટાં જે મંદિર તેમને વિષે અમે સ્થાપન કર્યાં એવાં જે શ્રીલક્ષ્મીનારાયણ આદિક શ્રીકૃષ્ણનાં સ્વરૂપ તેમની જે સેવા તે યથાવિધિએ કરીને કરવી. ॥ ૧૩૦ ॥

**भगवन्मन्दिरं प्राप्तो योऽन्नार्थी कोऽपि मानवः।**
**आदरात्स तु सम्भाव्यो दानेनान्नस्य शक्तितः॥**

અને ભગવાનના મંદિર પ્રત્યે આવ્યો જે હરકોઈ અન્નાર્થી મનુષ્ય તેની પોતાના સામર્થ્યપ્રમાણે અન્નના દાને કરીને આદરથકી સંભાવના કરવી. ॥ ૧૩૧ ॥

**संस्थाप्य विप्रं विद्वांसं पाठशालां विधाप्य च।**
**प्रवर्त्तनीया सद्विद्या भुवि यत्सुकृतं महत् ॥**

અને વિદ્યાર્થી ભણાવ્યાની શાલા કરાવીને પછી તેમાં એક વિદ્વાન્ બ્રાહ્મણને રાખીને પૃથ્વીને વિષે સદ્વિદ્યાની પ્રવૃત્તિ કરાવવી કેમજે વિદ્યાદાને કરીને મોટું પુણ્ય થાય છે. ॥ ૧૩૨ ॥

**अथैतयोस्तु भार्याभ्यामाज्ञया पत्युरात्मनः ।**
**कृष्णमन्त्रोपदेशश्च कर्त्तव्यः स्त्रीभ्य एव हि ॥**

અને હવે એ અયોધ્યાપ્રસાદ અને રઘુવીર એ બેની જે પત્નિયો તેમણે પોતપોતાના પતિની આજ્ઞાએ કરીને સ્ત્રીયોનેજ શ્રીકૃષ્ણના મંત્રનો ઉપદેશ કરવો પણ પુરુષને ન કરવો. ॥ ૧૩૩ ॥

**स्वासन्नसम्बन्धहीना नरास्ताभ्यां तु कर्हिचित् ।**
**न स्प्रष्टव्या न भाष्याश्च तेभ्यो दर्श्यं मुखं न च ॥**

અને વલી તે બે જણની જે પત્નિયો તેમણે પોતાના સમીપ સંબન્ધ વિનાના જે પુરુષ તેમનો સ્પર્શ ક્યારેય ન કરવો અને તેમની સાથે બોલવું નહિ ને તેમને પોતાનું મુખપણ ન દેખાડવું એવી રીતે ધર્મવંશી આચાર્ય અને તેમની પત્નિયો તેમના જે વિશેષ ધર્મ તે કહ્યા. ॥ ૧૩૪ ॥

गृहाख्याश्रमिणो ये स्युः पुरुषा मदुपाश्रिताः ।
स्वासन्नसम्बन्धहीना न स्पृश्या विधवाश्च तैः ॥

હવે ગૃહસ્થાશ્રમિના જે વિશેષ ધર્મ છે તે કહિએ છઇએ—અમારે આશ્રિત જે ગૃહસ્થાશ્રમી પુરુષ તેમણે પોતાના સમીપ સંબન્ધ વિનાની જે વિધવા સ્ત્રીયો તેમનો સ્પર્શ ન કરવો. ॥ ૧૩૫ ॥

मात्रा स्वस्रा दुहित्रा वा विजने तु वयःस्थया ।
अनापदि न तैः स्थेयं कार्यं दानं न योषितः ॥

અને તે ગૃહસ્થાશ્રમી પુરુષ તેમણે યુવાન્ અવસ્થાએ યુક્ત એવી જે પોતાવી મા બેન અને દિકરી તે સંઘાથે પણ આપત્કાલ વિના એકાંતસ્થળને વિષે ન રહેવું અને પોતાની સ્ત્રીનું દાન કોઇને ન કરવું. ॥ ૧૩૬ ॥

प्रसङ्गो व्यवहारेण यस्याः केनापि भूपतेः ।
भवेत्तस्याः स्त्रियाः कार्यः प्रसङ्गो नैव सर्वथा ॥

અને જે સ્ત્રીને કોઈ પ્રકારના વ્યવહારે કરીને રાજાનો પ્રસંગ હોય તેવી સ્ત્રીનો જે પ્રસંગ તે કોઈ પ્રકારે પણ ન કરવો. ॥ ૧૩૭ ॥

**अन्नाद्यैः शक्तितोऽभ्यर्च्यो ह्यतिथिस्तैर्गृहागतः ।**
**दैवं पैत्र्यं यथाशक्ति कर्त्तव्यं च यथोचितम् ॥**

અને તે ગૃહસ્થાશ્રમી તેમણે પોતાને ઘેર આવ્યો એવો જે અતિથિ તેને પોતાના સામર્થ્ય પ્રમાણે અન્નાદિકે કરીને પૂજવો અને વળી હોમાદિક જે દેવકર્મ અને શ્રાદ્ધાદિક જે પિતૃકર્મ તે જેતે પોતાના સામર્થ્ય પ્રમાણે યથાવિધિ જેમ ઘટે તેમ કરવું. ॥ ૧૩૮ ॥

**यावज्जीवं च शुश्रूषा कार्या मातुः पितुर्गुरोः ।**
**रोगार्त्तस्य मनुष्यस्य यथाशक्ति च मामकैः ॥**

અને અમારા આશ્રિત જે ગૃહસ્થ તેમણે માતા પિતા અને ગુરુ તથા રોગાતુર એવા જે કોઈ મનુષ્ય તેમની જે સેવા તે જીવતપર્યંત પોતાના સામર્થ્ય-પ્રમાણે કરવી. ॥ ૧૩૯ ॥

**यथाशक्त्युद्यमः कार्यो निजवर्णाश्रमोचितः ।**
**मुष्कच्छेदो न कर्त्तव्यो वृषस्य कृषिवृत्तिभिः ॥**

અને વળી પોતાના વર્ણાશ્રમને ઘટિત એવો જે

ઉદ્યમ તે પોતાના સામર્થ્ય પ્રમાણે કરવો અને કૃષિ વૃત્તિવાલા જે ગૃહસ્થ સત્સંગિ તેમણે બલધિયાના વૃષણનો ઉછેદ ન કરવો. ॥ ૧૪૦ ॥

**यथाशक्ति यथाकालं सङ्ग्रहोऽन्नधनस्य तैः ।**
**यावद्व्ययं च कर्त्तव्यः पशुमद्भिस्तृणस्य च ॥**

અને તે ગૃહસ્થ સત્સંગિ તેમણે પોતાના સામર્થ્ય-પ્રમાણે સમયને અનુસરીને જેટલો પોતાના ઘરમાં વરો હોય તેટલા અન્ન દ્રવ્યનો સંગ્રહ જેતે કરવો અને જેના ઘરમાં પશુ હોય એવા જે ગૃહસ્થ તેમણે પોતાના સામર્થ્યપ્રમાણે ચાર્યપુલાનો સંગ્રહ કરવો. ॥ ૧૪૧ ॥

**गवादीनां पशूनां च तृणतोयादिभिर्यदि ।**
**सम्भावनं भवेत्स्वेन रक्ष्यास्ते तर्हि नान्यथा ॥**

અને ગાય બલદ ભેશ ઘોડા આદિક જે પશુ તેમની તૃણ જલાદિકે કરીને પોતાવતે જો સંભાવના થાય તો તે પશુને રાખવાં અને જો સંભાવના ન થાય તો ન રાખવાં. ॥ ૧૪૨ ॥

**ससाक्ष्यमन्तरा लेखं पुत्रमित्रादिनाऽपि च ।**
**भूवित्तदानादानाभ्यां व्यवहार्यं न कर्हिचित् ॥**

અને સાક્ષિએ સહિત લખત કર્યાવિના તો પોતાના પુત્ર અને મિત્રાદિકસાથે પણ પૃથ્વી ને ધનના લેણ-દેણે કરીને વ્યવહાર જેતે ક્યારેય ન કરવો. ॥૧૪૩॥

**कार्ये वैवाहिके स्वस्यान्यस्य वाप्यर्थधनस्य तु ।**
**भाषाबन्धो न कर्त्तव्यः ससाक्ष्यं लेखमन्तरा ॥**

અને પોતાનું અથવા બીજાનું જે વિવાહ સંબન્ધી કાર્ય તેનેવિષે આપવા યોગ્ય જે ધન તેનું સાક્ષિએ સહિત લખત કર્યાવિના કેવલ બોલીજ ન કરવી. ॥ ૧૪૪ ॥

**आयद्रव्यानुसारेण व्ययः कार्यो हि सर्वदा ।**
**अन्यथा तु महद्दुःखं भवेदित्यवधार्यताम् ॥**

અને પોતાની ઉપજનું જે દ્રવ્ય તેને અનુસારે નિરંતર ખરચ કરવો પણ તે ઉપરાંત ન કરવો અને જે ઉપજ કરતાં વધારે ખરચ કરેછે તેને મોટું દુઃખ થાય છે એમ સર્વે ગ્રહસ્થોએ મનમાં જાણવું. ॥૧૪૫॥

**द्रव्यस्यायो भवेद्यावान् व्ययो वा व्यावहारिके ।**
**तौ संस्मृत्य स्वयं लेख्यौ स्वक्षरैः प्रतिवासरम् ॥**

અને પોતાના વ્યવહાર કાર્યને વિષે જેટલા ધનની

ઉપજ હોય તથા જેટલો ખરચ હોય તે બેયને સંભારીને નિત્યપ્રત્યે રુડા અક્ષરે કરીને પોતે તેનું નામું લખવું. ॥ ૧૪૬ ॥

**निजवृत्त्युद्यमप्राप्तधनधान्यादितश्च तैः ।**
**अर्प्यो दशांशः कृष्णाय विंशोऽशस्त्विह दुर्बलैः॥**

અને તે ગૃહસ્થાશ્રમી સત્સંગિ તેમણે પોતાની જે વૃત્તિ અને ઉદ્યમ તે થકી પામ્યું જે ધન ધાન્યાદિક તેથકી દશમો ભાગ કાઢીને શ્રીકૃષ્ણભગવાનને અર્પણ કરવો અને જે વ્યવહારે દુર્બલ હોય તેમણે વિશમો ભાગ અર્પણ કરવો. ॥૧૪૭॥

**एकादशीमुखानां च व्रतानां निजशक्तितः ।**
**उद्यापनं यथाशास्त्रं कर्त्तव्यं चिन्तितार्थदम् ॥**

અને એકાદશી આદિક જે વ્રત તેમનું જે ઉદ્યાપન તેજેતે પોતાના સામર્થ્ય પ્રમાણે યથાશાસ્ત્ર કરવું તે ઉદ્યાપન કેવું છે તો મનવાંછિત ફલનું આપનારૂં છે. ॥ ૧૪૮ ॥

**कर्त्तव्यं कारणीयं वा श्रावणे मासि सर्वथा ।**
**बिल्वपत्रादिभिः प्रीत्या श्रीमहादेवपूजनम् ॥**

અને શ્રાવણમાસને વિષે શ્રીમહાદેવનું પૂજન જેતે બિલ્વપત્રાદિકે કરીને પ્રીતિપૂર્વક સર્વ પ્રકારે પોતે કરવું અથવા બીજા પાસે કરાવવું. ॥ ૧૪૯ ॥

**स्वाचार्यान्न ऋणं ग्राह्यं श्रीकृष्णस्य च मन्दिरात् ।**
**ताभ्यां स्वव्यवहारार्थं पात्रभूषांशुकादि च ॥**

અને પોતાના જે આચાર્ય તેથકી તથા શ્રીકૃષ્ણભગવાનનાં જે મંદિર તેથકી કરજ ન કાઢવું અને વળી તે પોતાના આચાર્યથકી અને શ્રીકૃષ્ણના મંદિરથકી પોતાના વ્યવહારને અર્થે પાત્ર ઘરેણાં અને વસ્ત્રાદિક જે વસ્તુ તે માગી લાવવાં નહિ. ॥૧૫૦॥

**श्रीकृष्णगुरुसाधूनां दर्शनार्थं गतौ पथि ।**
**तत्स्थानेषु च न ग्राह्यं परान्नं निजपुण्यहृत् ॥**

અને શ્રીકૃષ્ણભગવાન્ તથા પોતાના ગુરુ તથા સાધુ એમનાં દર્શન કરવાને અર્થે ગયેસતે માર્ગનેવિષે પારકું અન્ન ખાવું નહિ તથા શ્રીકૃષ્ણભગવાન્ તથા પોતાના ગુરુ તથા સાધુ તેમનાં જે સ્થાનક તેમને વિષે પણ પારકું અન્ન ખાવું નહિ કેમ જે તે

પારકું અન્ન તો પોતાના પુણ્યને હરિલે એવું છે માટે પોતાની ગાંઠનું ખરચ ખાવું. ॥ ૧૫૧ ॥

**प्रतिज्ञातं धनं देयं यत्स्यात्तत् कर्मकारिणे ।**
**न गोप्यमृणशुद्ध्यादि व्यवहार्यं न दुर्जनैः ॥**

અને પોતાના કામકાજ કરવા તેડ્યા જે મજુર તેમને જેટલું ધન અથવા ધાન્ય દિધાનું કહ્યું હોય તેપ્રમાણેજ આપવું પણ તેમાંથી ઓછું ન આપવું અને પોતાપાસે કોઈ કરજ માગતો હોય અને તે કરજ દઈ ચુક્યા હોઇએ તે વાતને છાની ન રાખવી તથા પોતાનો વંશ તથા કન્યાદાન તે પણ છાનું ન રાખવું અને દુષ્ટ એવા જે જન તેમની સાથે વ્યવહાર ન કરવો. ॥ ૧૫૨ ॥

**दुष्कालस्य रिपूणां वा नृपस्योपद्रवेण वा ।**
**लज्जाधनप्राणनाशः प्राप्तः स्याद्यत्र सर्वथा ॥**

અને જે ઠેકાણે પોતે રહેતા હોઇએ તે ઠેકાણે કોઈક કઠણ–ભુંડો કાલ અથવા શત્રુ અથવા રાજા તેમના ઉપદ્રવે કરીને સર્વપ્રકારે પોતાની લાજ જાતિ

હોય કે ધનનો નાશ થતો હોય કે પોતાના પ્રાણનો નાશ થાતો હોય. ॥ ૧૫૩ ॥

**मूळदेशोऽपि स स्वेषां सद्य एव विचक्षणैः ।**
**त्याज्यो मदाश्रितैः स्थेयं गत्वा देशान्तरं सुखम् ।**

અને તે જો પોતાના મૂલ ગરાસનું તથા વતનનું ગાંમ હોય તોપણ તેનો વિવેકી એવા જે અમારા સત્સંગિ ગૃહસ્થ તેમણે તત્કાલ ત્યાગ કરી દેવો અને જ્યાં ઉપદ્રવ ન હોય તેવો જે બીજો દેશ તે પ્રત્યે જાઇને સુખેથી રહેવું. ॥ ૧૫૪ ॥

**आढ्यैस्तुगृहिभिःकार्या अहिंसा वैष्णवा मखाः ।**
**तीर्थेषु पर्वसु तथा भोज्या विप्राश्च साधवः ॥**

અને ધનાઢ્ય એવા જે ગૃહસ્થ સત્સંગિ તેમણે હિંસાએ રહિત એવા જે વિષ્ણુ સંબન્ધી યજ્ઞ તે કરવા તથા તીર્થને વિષે તથા દ્વાદશી આદિક પર્વને વિષે બ્રાહ્મણ તથા સાધુ તેમને જમાડવા. ॥૧૫૫॥

**महोत्सवा भगवतः कर्त्तव्या मन्दिरेषु तैः ।**
**देयानि पात्रविप्रेभ्यो दानानि विविधानि च ॥**

તે ધનાઢ્ય એવા જે ગૃહસ્થ સત્સંગિ તેમણે ભગવાનના મંદિરને વિષે મોટા ઉછ્વ કરાવવા તથા સુપાત્ર એવા જે બ્રાહ્મણ તેમને નાનાપ્રકારનાં દાન દેવાં. ॥ ૧૫૬ ॥

**मदाश्रितैर्नृपैर्धर्मशास्त्रमाश्रित्य चाखिलाः ।**
**प्रजाः स्वाः पुत्रवत्पाल्या धर्मः स्थाप्यो धरातले ॥**

અને અમારે આશ્રિત એવા જે સત્સંગિ રાજા તેમણે ધર્મશાસ્ત્રને આશરીને પોતાના પુત્રની પેઠ પોતાની પ્રજાનું પાલન કરવું અને પૃથ્વીને વિષે ધર્મનું સ્થાપન કરવું. ॥ ૧૫૭ ॥

**राज्याङ्गोपायषड्वर्गा ज्ञेयास्तीर्थानि चाञ्जसा ।**
**व्यवहारविदः सभ्या दण्ड्यादण्ड्याश्च लक्षणैः ॥**

અને તે રાજા તેમણે રાજ્યનાં જે સાત અંગ તથા ચાર ઉપાય તથા છ ગુણ તેજેતે લક્ષણે કરીને યથાર્થપણે જાણવાં અને તીર્થ જે ચાર મોકલ્યાનાં સ્થાનક તથા વ્યવહારના જાણનારા જે સભાસદ તથા દંડવાયોગ્ય જે માણસ તથા દંડવાયોગ્ય નહિ

એવાં જે માણસ એ સર્વેને લક્ષણે કરીને યથાર્થપણે જાંણવા. ॥ ૧૫૮ ॥

**सभर्तृकाभिर्नारीभिः सेव्यः स्वपतिरीशवत् ।**
**अन्धो रोगी दरिद्रो वा शण्ढो वाच्यं न दुर्वचः ॥**

હવે સુવાસની બાઈયોના વિશેષ ધર્મ કહિએ છઇએ અમારે આશ્રિત જે સુવાસની બાઇયો તેમણે પોતાનો પતિ અંધ હોય રોગી હોય દરિદ્રી હોય નપુંસક હોય તોપણ તેને ઈશ્વરનીપેઠે સેવવો અને તે પતિપ્રત્યે કટુક વચન ન બોલવું. ॥ ૧૫૯ ॥

**रूपयौवनयुक्तस्य गुणिनोऽन्यनरस्य तु ।**
**प्रसङ्गो नैव कर्त्तव्यस्ताभिः साहजिकोऽपि च ॥**

અને તે સુવાસની સ્રીયો તેમણે રૂપ ને યૌવન તેણે યુક્ત અને ગુણવાન્ એવો જે અન્ય પુરૂષ તેનો પ્રસંગ સહજ સ્વભાવે પણ ન કરવો. ॥ ૧૬૦ ॥

**नरेक्ष्यनाभ्यूरुकुचाऽनुत्तरीया च नो भवेत् ।**
**साध्वी स्त्री न च भण्डेक्षा न निर्लज्जादिसङ्गिनी ।**

અને પતિવ્રતા એવી જે સુવાસની સ્રીયો તેમણે

પોતાની નાભી સાથલ અને છાતી તેને બીજો પુરુષ દેખે એમ ન વર્તવું અને ઓઢ્યાના વસ્ત્ર વિના ઉઘાડે શરીરે ન રહેવું અને ભાંડભવાઈ જોવા ન જાવું અને નિર્લજ્જ એવી જે સ્ત્રીયો તથા સ્વૈરીણી કામીની અને પુંશ્ચલી એવી જે સ્ત્રીયો તેમનો સંગ ન કરવો. ॥ ૧૬૧ ॥

**भूषासदंशुकधृतिः परगेहोपवेशनम् । त्याज्यं हास्यादि च स्त्रीभिः पत्यौ देशान्तरं गते ॥**

અને તે સુવાસની સ્ત્રીયો તેમણે પોતાનો પતિ પરદેશ ગએસતે આભૂષણ ન ધારવાં, રુડાં વસ્ત્ર ન પહેરવાં, પારકે ઘેર બેસવા ન જાવું અને હાસ્ય વિનોદાદિકનો ત્યાગ કરવો. ॥ ૧૬૨ ॥

**विधवाभिस्तु योषाभिः सेव्यः पतिधिया हरिः । आज्ञायां पितृपुत्रादेर्वृत्त्यं स्वातन्त्र्यतो न तु ॥**

હવે વિધવા સ્ત્રીયોના વિશેષ ધર્મ કહિએ છઇએ. અમારે આશ્રિત જે વિધવા સ્ત્રીયો તેમણે તો પતિબુદ્ધિએ કરીને શ્રીકૃષ્ણભગવાનને સેવવા અને પોતાના

પિતા પુત્રાદિક જે સંબન્ધી તેમની આજ્ઞાને વિષે વર્તવું પણ સ્વતંત્રેપણે ન વર્તવું. ॥ ૧૬૩ ॥

**स्वासन्नसम्बन्धहीना नराः स्पृश्या न कर्हिचित्।**
**तरुणैस्तैश्च तारुण्ये भाष्यं नावश्यकं विना ॥**

અને તે વિધવા સ્ત્રીયો તેમણે પોતાના સમીપ સંબન્ધ વિનાના જે પુરુષ તેમનો સ્પર્શ ક્યારેય ન કરવો અને પોતાની યુવાવસ્થાને વિષે અવશ્ય કાર્ય વિના સમીપ સંબન્ધ વિનાના જે યુવાન્ પુરુષ તેમની સાથે ક્યારેય પણ બોલવું નહિ. ॥ ૧૬૪ ॥

**स्तनंधयस्य नुः स्पर्शे न दोषोऽस्ति पशोरिव ।**
**आवश्यके च वृद्धस्य स्पर्शे तेन च भाषणे ॥**

અને ધાવણો જે બાલક તેના સ્પર્શને વિષે તો જેમ પશુને અડી જવાય અને દોષ નથી તેમ દોષ નથી અને કોઇ અવશ્યનું કામકાજ પડે તેને વિષે કોઈક વૃદ્ધ પુરુષને અડી જવાય તથા તે વૃદ્ધ સાથે બોલાય તેનેવિષે દોષ નથી. ॥ ૧૬૫ ॥

**विद्याऽनासन्नसंबन्धात्ताभिः पाठ्या न काऽपि नुः । व्रतोपवासैः कर्त्तव्यो मुहुर्देहदमस्तथा ॥**

અને તે વિધવા સ્ત્રીયો તેમણે પોતાના સમીપ સંબન્ધ વિનાના જે પુરુષ તે થકી કોઈ પણ વિદ્યા ન ભણવી અને વ્રત ઉપવાસે કરીને વારંવાર પોતાના દેહનું દમન કરવું. ॥ ૧૬૬ ॥

**धनं च धर्मकार्येऽपि स्वनिर्वाहोपयोगि यत् ।**
**देयं ताभिर्न तत् क्वापि देयं चेदधिकं तदा ॥**

અને તે વિધવા સ્ત્રીયો તેમણે પોતાના ઘરમાં પોતાના જીવતપર્યન્ત દેહનિર્વાહ થાય એટલુંજ જો ધન હોય તો તે ધન જેતે ધર્મકાર્યને વિષે પણ ન આપવું અને જો તેથી અધિક હોય તો આપવું. ॥ ૧૬૭ ॥

**कार्यश्च सकृदाहारस्ताभिः स्वापस्तु भूतले ।**
**मैथुनासक्तयोर्वीक्षा क्वापि कार्या न देहिनोः ॥**

અને તે વિધવા સ્ત્રીયો તેમણે એકવાર આહાર કરવો અને પૃથ્વીને વિષે સુવું અને મૈથુનાસક્ત એવાં જે પશુપક્ષી આદિક જીવ પ્રાણિમાત્ર તેમને જોવા નહિ. ॥ ૧૬૮ ॥

**वेषो न धार्यस्ताभिश्च सुवासिन्याः स्त्रियास्तथा ।**
**न्यासिन्या वीतरागाया विकृतश्च न कर्हिचित् ॥**

અને તે વિધવા સ્ત્રીયો તેમણે સુવાસની સ્ત્રીના જેવો વેષ ન ધારવો તથા સંન્યાસણી તથા વેરાગણી તેના જેવો વેષ ન ધારવો અને પોતાનો દેશ કુલ અને આચાર તેને વિરુદ્ધ એવો જે વેષ તે પણ ક્યારેય ન ધારવો. ॥ ૧૬૯ ॥

**सङ्गो न गर्भपातिन्याः स्पर्शः कार्यश्च योषितः ।**
**शृङ्गारवार्त्ता न नृणां कार्याः श्रव्या न वै क्वचित्**

અને ગર્ભની પાડનારી જે સ્ત્રી તેનો સંગ ન કરવો અને તેનો સ્પર્શ પણ ન કરવો અને પુરુષના શૃંગારરસ સંબન્ધી જે વાર્ત્તા તે ક્યારેય ન કરવી અને ન સાંભળવી. ॥ ૧૭૦ ॥

**निजसम्बन्धिभिरपि तारुण्ये तरुणैर्नरैः ।**
**साकं रहसि न स्थेयं ताभिरापदमन्तरा ॥**

અને યુવાન અવસ્થાને વિષે રહી એવી જે વિધવા સ્ત્રીયો તેમણે યુવાન અવસ્થાવાલા જે પોતાના સંબન્ધી પુરુષ તેમની સંઘાથે પણ એકાંત સ્થલને વિષે આપત્કાલ પડ્યા વિના ન રહેવું. ॥ ૧૭૧ ॥

**न होलाखेलनं कार्यं न भूषादेश्च धारणम् ।**
**न धातुसूत्रयुक्सूक्ष्मवस्त्रादेरपि कर्हिचित् ॥**

અને હોલીની રમત ન કરવી ને આભૂષણાદિકનું ધારણ ન કરવું અને સુવર્ણાદિક ધાતુના તારેયુક્ત એવાં જે ઝીણાં વસ્ત્ર તેનું ધારણ પણ ક્યારેય ન કરવું. ॥ ૧૭૨ ॥

**सधवाविधवाभिश्च न स्नातव्यं निरम्बरम् ।**
**स्वरजोदर्शनं स्त्रीभिर्गोपनीयं न सर्वथा ॥**

અને સુવાસની ને વિધવા એવી જે સ્ત્રીયો તેમણે વસ્ત્ર પહેર્યા વિના નહાવું નહિ અને પોતાનું જે રજસ્વલાપણું તે કોઈ પ્રકારે ગુપ્ત ન રાખવું. ॥૧૭૩॥

**मनुष्यं चांशुकादीनि नारी कापि रजस्वला ।**
**दिनत्रयं स्पृशेन्नैव स्नात्वा तुर्येऽह्नि सा स्पृशेत् ॥**

અને વલી રજસ્વલા એવી જે સુવાસની અને વિધવા સ્ત્રીયો તે ત્રણ દિવસ સુધી કોઈ મનુષ્યને તથા વસ્ત્રાદિકને અડે નહિ અને ચોથે દિવસે નાહિને અડવું એવી રીતે ગૃહસ્થાશ્રમી એવા જે પુરુષ અને

સ્ત્રીયો તેમના જે આ વિશેષ ધર્મ કહ્યા તે સર્વે ધર્મવંશી આચાર્ય અને તેમની પત્નીયો તેમણે પણ પાળવા કેમકે એ ગૃહસ્થ છે. ॥ ૧૭૪ ॥

**नैष्ठिकव्रतवन्तो ये वर्णिनो मदुपाश्रयाः। तैः स्पृ-श्या न स्त्रियो भाष्या न न वीक्ष्याश्च ता धिया ॥**

હવે નૈષ્ઠિક બ્રહ્મચારિના જે વિશેષ ધર્મ તે કહિએ છઇએ- અમારે આશ્રિત એવા જે નૈષ્ઠિક બ્રહ્મચારી તેમણે સ્ત્રીમાત્રનો સ્પર્શ ન કરવો અને સ્ત્રીયો સંઘાથે બોલવું નહિ અને જાણીને તે સ્ત્રીયો સન્મુખ જોવું નહિ. ॥ ૧૭૫ ॥

**तासां वार्त्ता न कर्त्तव्या न श्रव्याश्च कदाचन। तत्पादचारस्थानेषु न च स्नानादिकाः क्रियाः ॥**

અને તે સ્ત્રીયોની વાર્ત્તા ક્યારેય ન કરવી અને ન સાંભળવી અને જે સ્થાનકને વિષે સ્ત્રીયોનો પગફેર હોય તે સ્થાનકને વિષે સ્નાનાદિક ક્રિયા કરવા ન જવું. ॥ ૧૭૬ ॥

**देवताप्रतिमां हित्वा लेख्या काष्ठादिजापि वा। न योषित्प्रतिमा स्पृश्या न वीक्ष्या बुद्धिपूर्वकम् ॥**

અને દેવતાની પ્રતિમા વિના બીજી જે સ્ત્રીની પ્રતિમા, ચિત્રની અથવા કાષ્ઠાદિકની હોય તેનો સ્પર્શ ન કરવો અને જાણીને તો તે પ્રતિમાને જોવી પણ નહિ. ॥ ૧૭૭ ॥

**न स्त्रीप्रतिकृतिः कार्या न स्पृश्यं योषितोंऽशुकम्**
**न वीक्ष्यं मैथुनपरं प्राणिमात्रं च तैर्धिया ॥**

અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી તેમણે સ્ત્રીની પ્રતિમા ન કરવી અને સ્ત્રીયે પોતાના શરીર ઉપર્ય ધારેલું જે વસ્ત્ર તેને અડવું નહિ અને મૈથુનાસક્ત એવાં જે પશુપક્ષ્યાદિક પ્રાણિમાત્ર તેમને જાણીને જોવાં નહિ. ॥ ૧૭૮ ॥

**न स्पृश्यो नेक्षणीयश्च नारीवेषधरः पुमान् ।**
**न कार्यं स्त्रीः समुद्दिश्य भगवद्गुणकीर्त्तनम् ॥**

અને સ્ત્રીના વેષને ધરી રહ્યો એવો જે પુરુષ તેને અડવું નહિ અને તેની સામું જોવું નહિ અને તે સાથે બોલવું નહિ અને સ્ત્રીનો ઉદ્દેશ કરીને ભગવાનની કથા વાર્ત્તા કીર્ત્તન પણ ન કરવાં. ॥ ૧૭૯ ॥

ब्रह्मचर्यव्रतत्यागपरं वाक्यं गुरोरपि ।
तैर्न मान्यं सदा स्थेयं धीरैस्तुष्टैरमानिभिः ॥

અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી તેમણે પોતાના બ્રહ્મચર્યવ્રતનો ત્યાગ થાય એવું જે વચન તેતો પોતાના ગુરુનું પણ ન માનવું ને સદાકાલ ધીરજવાન રહેવું અને સંતોષે યુક્ત રહેવું ને માને રહિત રહેવું. ॥ ૧૮૦ ॥

स्वातिनैकट्यमायान्ती प्रसभं वनिता तु या ।
निवारणीया साभाष्य तिरस्कृत्यापि वा द्रुतम् ॥

અને બલાત્કારે કરીને પોતાને અતિશે સમીપે આવતી એવી જે સ્ત્રી તેને બોલીને અથવા તિરસ્કાર કરીને પણ તુરત વારવિ પણ સમીપે આવવા દેવી નહિ. ॥ ૧૮૧ ॥

प्राणापद्युपपन्नायां स्त्रीणां स्वेषां च वा क्वचित् ।
तदा स्पृष्ट्वापि तद्रक्षा कार्या संभाष्य ताश्च वा ॥

અને જો ક્યારેક સ્ત્રીયોનો અથવા પોતાનો પ્રાણ નાશ થાય એવો આપત્કાલ આવી પડે ત્યારે તો તે સ્ત્રીયોને અડીને અથવા તે સાથે બોલીને પણ તે સ્ત્રીયોની રક્ષા કરવી અને પોતાની પણ રક્ષા કરવી. ॥ ૧૮૨ ॥

**तैलाभ्यङ्गो न कर्त्तव्यो न धार्यं चायुधं तथा ।**
**वेषो न विकृतो धार्यो जेतव्या रसना च तैः ॥**

અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી તેમણે પોતાને શરીરે તૈલમર્દન ન કરવું ને આયુધ ન ધારવું ને ભયંકર એવો જે વેષ તે ન ધારવો અને રસના ઇંદ્રિયને જીતવી. ॥ ૧૮૩ ॥

**परिवेषणकर्त्री स्याद्यत्र स्त्री विप्रवेश्मनि ।**
**न गम्यं तत्र भिक्षार्थं गन्तव्यमितरत्र तु ॥**

અને જે બ્રાહ્મણના ઘરને વિષે સ્ત્રી પીરસનારી હોય તેને ઘેર ભિક્ષા કરવા જવું નહિ ને જ્યાં પુરુષ પીરસનારો હોય ત્યાં જવું. ॥ ૧૮૪ ॥

**अभ्यासो वेदशास्त्राणां कार्यश्च गुरुसेवनम् ।**
**वर्ज्यः स्त्रीणामिव स्त्रैणपुंसां सङ्गश्च तैः सदा ॥**

અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી તેમણે વેદશાસ્ત્રનો અભ્યાસ કરવો ને ગુરુની સેવા કરવી ને સ્ત્રીયોની પેઠેજ સ્ત્રૈણ પુરુષનો સંગ જેતે સર્વકાલે વર્જવો. ॥ ૧૮૫ ॥

चर्मवारि न वै पेयं जात्या विप्रेण केनचित् ।
पलाण्डुलशुनाद्यं च तेन भक्ष्यं न सर्वथा ॥

અને જાતિએ કરીને જે બ્રાહ્મણ હોય તે કોઈએ પણ ચર્મવારિ ન પીવું ને ડુંગલી ને લસણ આદિક જે અભક્ષ્ય વસ્તુ તે બ્રાહ્મણ જાતિ હોય તેણે કોઈ પ્રકારે ન ખાવું. ॥ ૧૮૬ ॥

स्नानं सन्ध्यां च गायत्रीजपं श्रीविष्णुपूजनम् ।
अकृत्वा वैश्वदेवं च कर्त्तव्यं नैव भोजनम् ॥

અને જે બ્રાહ્મણ હોય તેણે સ્નાન, સંધ્યા, ગાયત્રીનો જપ, શ્રીવિષ્ણુની પૂજા અને વૈશ્વદેવ એટલાં વાનાં કર્યાં વિના ભોજન કરવું જ નહિ. એવી રીતે નૈષ્ઠિક બ્રહ્મચારીના વિશેષ ધર્મ કહ્યા. ॥ ૧૮૭ ॥

साधवो येऽथ तैः सर्वैर्नैष्ठिकब्रह्मचारिवत् ।
स्त्रीस्त्रैणसङ्गादि वर्ज्यं जेतव्याश्चान्तरारयः ॥

હવે સાધુના જે વિશેષ ધર્મ તે કહીએ છીએ- અમારે આશ્રિત જે સર્વે સાધુ તેમણે નૈષ્ઠિક બ્રહ્મચારીની પેઠે સ્ત્રીયોનાં દર્શન ભાષણાદિક પ્રસંગનો

ત્યાગ કરવો તથા સ્ત્રૈણ પુરુષના પ્રસંગાદિકનો ત્યાગ કરવો અને અંતઃશત્રુ જે કામ, ક્રોધ, લોભ અને માન આદિક તેમને જીતવા. ॥ ૧૮૮ ॥

**सर्वेन्द्रियाणि जेयानि रसना तु विशेषतः ।**
**न द्रव्यसङ्ग्रहः कार्यः कारणीयो न केनचित् ॥**

અને સર્વે જે ઇંદ્રિયો તે જીતવાં ને રસના ઇંદ્રિયને તો વિશેષે કરીને જીતવી અને દ્રવ્યનો સંગ્રહ પોતે કરવો નહિ ને કોઈ બીજા પાસે પણ કરાવવો નહિ. ॥ ૧૮૯ ॥

**न्यासो रक्ष्यो न कस्यापि धैर्यं त्याज्यं न कर्हिचित्**
**न प्रवेशयितव्या च स्वावासे स्त्री कदाचन ॥**

અને કોઈની થાપણ ન રાખવી અને ક્યારેયપણ ધીરજતાનો ત્યાગ ન કરવો અને પોતાના ઉતારાની જાયગા બંધિની હોય તો તેને વિષે ક્યારેય પણ સ્ત્રીનો પ્રવેશ થવા દેવો નહિ. ॥ ૧૯૦ ॥

**न च सङ्गं विना रात्रौ चलितव्यमनापदि ।**
**एकाकिभिर्न गन्तव्यं तथा क्वापि विनापदम् ॥**

અને તે સાધુ તેમણે આપત્કાલ પડ્યા વિના રાત્રિને વિષે સંઘસોબત વિનાનું ચાલવું નહિ તથા આપત્કાલ પડ્યા વિના ક્યારેય પણ એકલા ચાલવું નહિ. ॥ ૧૯૧ ॥

**अनर्घ्यं चित्रितं वासः कुसुम्भाद्यैश्च रञ्जितम्।**
**न धार्यं च महावस्त्रं प्राप्तमन्येच्छयापि तत् ॥**

અને જે વસ્ત્ર બહુ મુલ્યવાળું હોય તથા ચિત્રવિચિત્ર ભાત્યનું હોય તથા કસુંબાદિક જે રંગ તેણે કરીને રંગેલું હોય તથા સાલ દુસાલા હોય ને તે જો બીજાની ઇચ્છાએ કરીને પોતાને પ્રાપ્ત થયું હોય તોપણ તે વસ્ત્ર પોતાને પહેરવું ઓઢવું નહિ. ॥ ૧૯૨ ॥

**भिक्षां सभां विना नैव गन्तव्यं गृहिणो गृहम्।**
**व्यर्थः कालो न नेतव्यो भक्तिं भगवतो विना ॥**

અને ભિક્ષા તથા સભાપ્રસંગ એ બે કાર્ય વિના ગૃહસ્થના ઘર પ્રત્યે જવું નહિ અને ભગવાનની જે નવ પ્રકારની ભક્તિ તે વિના વ્યર્થ કાલ નિરગમવો નહિ નિરંતર ભક્તિ કરીનેજ કાલ નિગમવો. ॥ ૧૯૩ ॥

**पुमानेव भवेद्यत्र पक्वान्नपरिवेषणः ।**
**ईक्षणादि भवेन्नैव यत्र स्त्रीणां च सर्वथा ॥**

અને જે ગૃહસ્થના ઘરને વિષે રાંધેલ અન્નનો પીરસનારો પુરુષજ હોય તથા સ્ત્રીયોનો દર્શનાદિક પ્રસંગ કોઈ રીતે થાય એમ ન હોય. ॥ ૧૯૪ ॥

**तत्र गृहिगृहे भोक्तुं गन्तव्यं साधुभिर्मम ।**
**अन्यथामान्नमर्थित्वा पाकः कार्यः स्वयं च तैः ॥**

તેવી રીતનું જે ગૃહસ્થનું ઘર તે પ્રત્યે અમારા સાધુ તેમણે જમવા જવું અને એ કહ્યું તેવું ન હોય તો કાચું અન્ન માગીને પોતાને હાથે રસોઈ કરવી ને ભગવાનને નૈવેદ્ય ધરીને જમવું. ॥ ૧૯૫ ॥

**आर्षभो भरतः पूर्वं जडविप्रो यथा भुवि ।**
**अवर्त्ततात्र परमहंसैर्वृत्यं तथैव तैः ॥**

અને પૂર્વે ઋષભદેવ ભગવાનના પુત્ર જે ભરતજી તે જેતે પૃથ્વીને વિષે જડ બ્રાહ્મણથકા જેમ વર્તતા હવા તેમજ પરમહંસ એવા જે અમારા સાધુ તેમણે વર્ત્તવું. ॥ ૧૯૬ ॥

वर्णिभिः साधुभिश्चैतैर्वर्जनीयं प्रयत्नतः ।
ताम्बूलस्याहिफेनस्य तमालादेश्च भक्षणम् ॥

અને નૈષ્ઠિક બ્રહ્મચારી ને એ સાધુ તેમણે તાંબૂલ તથા અફિણ તથા તમાકુ ઇત્યાદિકનું જે ભક્ષણ તે જતને કરીને વર્જવું. ॥ ૧૯૭ ॥

संस्कारेषु न भोक्तव्यं गर्भाधानमुखेषु तैः ।
प्रेतश्राद्धेषु सर्वेषु श्राद्धे च द्वादशाहिके ॥

અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી ને સાધુ તેમણે ગર્ભાધાન આદિક જે સંસ્કાર તેમને વિષે જમવું નહિ તથા એકાદશાહપર્યંત જે પ્રેતશ્રાદ્ધ તેમને વિષે જમવું નહિ તથા દ્વાદશાહ શ્રાદ્ધને વિષે જમવું નહિ. ॥ ૧૯૮ ॥

दिवास्वापो न कर्त्तव्यो रोगाद्यापदमन्तरा ।
ग्राम्यवार्त्ता न कार्या च न श्रव्या बुद्धिपूर्वकम् ॥

અને રોગાદિક આપત્કાલ પડ્યા વિના દિવસે સુવું નહિ અને ગ્રામ્યવાર્ત્તા કરવી નહિ ને જાણીને સાંભળવી નહિ. ॥ ૧૯૯ ॥

स्वप्यं न तैश्च खट्वायां विना रोगादिमापदः ।
निश्छद्म वर्तितव्यं च साधूनामग्रतः सदा ॥

અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી ને સાધુ તેમણે રોગાદિક આપત્કાલ પડ્યા વિના ખાટલા ઉપર્ય સુવું નહિ અને સાધુની આગળ્યતો નિરંતર નિષ્કપટપણે વર્ત્તવું. ॥ ૨૦૦ ॥

गालिदानं ताडनं च कृतं कुमतिभिर्जनैः ।
क्षन्तव्यमेव सर्वेषां चिन्तनीयं हितं च तैः ॥

અને તે સાધુ ને બ્રહ્મચારી તેમણે કોઇક કુમતિવાલા દુષ્ટજન હોય ને તે પોતાને ગાલ દે અથવા મારે તો તે સહનજ કરવું પણ તેને સામી ગાલ ન દેવી ને મારવો નહિ અને તેનું જેમ હિત થાય તેમજ મનમાં ચિંતવન કરવું પણ તેનું ભુંડું થાય એવો તો સંકલ્પ પણ ન કરવો. ॥ ૨૦૧ ॥

दूतकर्म न कर्त्तव्यं पैशुनं चारकर्म च ।
देहेऽहन्ता च ममता न कार्या स्वजनादिषु ॥

અને કોઇનું દૂતપણું ન કરવું તથા ચાડીયાપણું

ન કરવું ને કોઈના ચારચક્ષુ ન થવું અને દેહને વિષે અહંબુદ્ધિ ન કરવી ને સ્વજનાદિકને વિષે મમતા ન કરવી. એવી રીત્યે સાધુના વિશેષ ધર્મ કહ્યા. ॥ ૨૦૨ ॥

**इति सङ्क्षेपतो धर्माः सर्वेषां लिखिता मया ।**
**साम्प्रदायिकग्रन्थेभ्यो ज्ञेय एषां तु विस्तरः ॥**

અને અમારે આશ્રિત એવા જે સત્સંગિ બાઈ ભાઈ સર્વે તેમના જે સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ તે જેતે સંક્ષેપે કરીને આવી રીતે અમે લખ્યા છે અને આ ધર્મનો જે વિસ્તાર તેતો અમારા સંપ્રદાયના જે ગ્રંથ તેથકી જાણવો. ॥ ૨૦૩ ॥

**सच्छास्त्राणां समुद्धृत्य सर्वेषां सारमात्मना ।**
**पत्रीयं लिखिता नृणामभीष्टफलदायिनी ॥**

અને સર્વે જે સચ્છાસ્ત્ર તેનો જે સાર તેને અમે અમારી બુદ્ધિએ કરીને ઉદ્ધારીને આ શિક્ષાપત્રી જેતે લખીછે તે કેવી છે તો સર્વે મનુષ્યમાત્રને મનવાંછિત ફળની દેનારી છે. ॥ ૨૦૪ ॥

**इमामेव ततो नित्यमनुसृत्य ममाश्रितैः ।**
**यतात्मभिर्वर्त्तितव्यं न तु स्वैरं कदाचन ॥**

એ હેતુમાટે અમારા આશ્રિત જે સર્વે સત્સંગિ તેમણે સાવધાનપણે કરીને નિત્યપ્રત્યે આ શિક્ષાપત્રીને અનુસરીનેજ વર્ત્તવું પણ પોતાના મનને જાણે તો ક્યારેય ન વર્ત્તવું ॥ ૨૦૫ ॥

**वर्त्तिष्यन्ते य इत्थं हि पुरुषा योषितस्तथा ।**
**ते धर्मादिचतुर्वर्गसिद्धिं प्राप्स्यन्ति निश्चितम् ॥**

અને જે અમારા આશ્રિત પુરુષ ને સ્ત્રિયો તે જેતે આ શિક્ષાપત્રી પ્રમાણે વર્ત્તશે તોતે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પુરુષાર્થની સિદ્ધિને નિશ્ચય પામશે. ॥ ૨૦૬ ॥

**नेत्थं य आचरिष्यन्ति ते त्वस्मत्सम्प्रदायतः ।**
**बहिर्भूता इति ज्ञेयं स्त्रीपुंसैः साम्प्रदायिकैः ॥**

અને જે બાઈ ભાઈ આ શિક્ષાપત્રીપ્રમાણે નહિ વર્ત્તે તેતો અમારા સંપ્રદાયક થકી બાહેર છે એમ અમારા સંપ્રદાયવાળા સ્ત્રી પુરુષ તેમણે જાણવું. ॥૨૦૭॥

**शिक्षापत्र्याः प्रतिदिनं पाठोऽस्या मदुपाश्रितैः।**
**कर्त्तव्योऽनक्षरज्ञैस्तु श्रवणं कार्यमादरात् ॥**

અને અમારા જે આશ્રિત સત્સંગિ તેમણે આ શિક્ષાપત્રીનો નિત્યપ્રત્યે પાઠ કરવો અને જેને ભણતાં આવડતું ન હોય તેમણે તો આદરથકી આ શિક્ષાપત્રીનું શ્રવણ કરવું. ॥ ૨૦૮ ॥

**वक्त्रभावे तु पूजैव कार्याऽस्याः प्रतिवासरम् ।**
**मद्रूपमिति मद्वाणी मान्येयं परमादरात् ॥**

અને આ શિક્ષાપત્રીને વાંચી સંભળાવે એવો કોઇ ન હોય તારે તો નિત્યપ્રત્યે આ શિક્ષાપત્રીની પૂજા કરવી અને આજે અમારી વાણી તે અમારું સ્વરૂપ છે એ રીતે પરમ આદરથકી માનવી. ॥ ૨૦૯ ॥

**युक्ताय सम्पदा दैव्या दातव्येयं तु पत्रिका ।**
**आसुर्या सम्पदाढ्याय पुंसे देया न कर्हिचित् ॥**

અને આ જે અમારી શિક્ષાપત્રી તે જેતે દૈવીસંપદાએ કરીને યુક્ત જે જન હોય તેને આપવી અને જે જન આસુરીસંપદાએ કરીને યુક્ત હોય તેનેતો ક્યારેય ન આપવી. ॥ ૨૧૦ ॥

विक्रमार्कशकस्याब्दे नेत्राष्टवसुभूमिते।
वसन्ताद्यदिने शिक्षापत्रीयं लिखिता शुभा ॥

સંવત્ ૧૮૮૨ અઢાર બ્યાસિના માહાશુદિ પંચમીને દિવસે આ શિક્ષાપત્રી અમે લખીછે તે પરમ કલ્યાણકારી છે. ॥ ૨૧૧ ॥

निजाश्रितानां सकलार्त्तिहन्ता सधर्मभक्तेरवनं विधाता । दाता सुखानां मनसेप्सितानां तनोतु कृष्णोऽखिलमङ्गलं नः ॥ २१२ ॥

इति श्रीसहजानन्दस्वामिलिखिता
शिक्षापत्री समाप्ता ॥

અને પોતાના આશ્રિત જે ભક્તજન તેમની જે સમગ્ર પીડા તેના નાશ કરનારા એવા ને ધર્મે સહિત જે ભક્તિ તેની રક્ષાના કરનારા એવા ને પોતાના ભક્તજનને મનવાંછિત સુખના આપનારા એવા જે શ્રીકૃષ્ણભગવાન તે જેતે અમારા સમગ્ર મંગલને વિસ્તારો. ॥ ૨૧૨ ॥

ઇતિ શ્રીસહજાનંદસ્વામિશિષ્ય—નિત્યાનંદમુનિ-
લિખિતા શિક્ષાપત્રીટીકા સમાપ્તા ॥

### श्रीहरये नमः ।

# जनमङ्गलस्तोत्रम् ।



**नमोनमः श्रीहरये बुद्धिदाय दयावते ।**
**भक्तिधर्माङ्गजाताय भक्तकल्पद्रुमाय च ॥ १ ॥**
**सुगन्धपुष्पहाराद्यैर्विविधैरुपहारकैः ।**
**सम्पूजिताय भक्तौघैः श्वेताम्बरधराय च ॥ २ ॥**

સ્વોપાસક ભક્તજનોના કલ્પદ્રુમની પેઠે સકલ વાંછિતાર્થો પૂર્ણ કરનારા, નિષ્કારણ અપાર કરૂણા કરનારા, અપૂર્વ ગ્રંથ રચનાદિ સત્કાર્ય કરવામાં ઉપયુક્ત પ્રજ્ઞાસૌષ્ઠવ આપનારા, સ્વારાધનપરાયણ જનોને સ્વસ્વરૂપનું યથાર્થ જ્ઞાન આપનારા, વળી અનેક દેશથી આવેલા ભાવિક ભક્તજનોએ સુંદર-કુંકુમમિશ્રિત ગંધ જે ચંદનાદિ દ્રવ્ય અને સુગંધિમાન પુષ્પના હાર આદિ યથોપલબ્ધ આણેલાં પૂજાદ્રવ્યોથી મન વાણી અને દેહે કરી પ્રણયપૂર્વક પૂજા કરેલા અને સર્વ શ્વેત વસ્ત્રો ધારણ કરનારા, શ્રીભક્તિધર્મના

પુત્ર શ્રીહરિ–સહજાનંદસ્વામીને હું વારંવાર સપ્રણય નમસ્કાર કરૂંછું. ॥ ૧–૨ ॥

**नाम्नामष्टोत्तरशतं चतुर्वर्गमभीप्सताम् ।**
**सद्यः फलप्रदं नृणां तस्य वक्ष्यामि सत्पतेः ॥३॥**

સત્પુરૂષોના પતિ–પાલન કરનારા, તે ભક્તિ-ધર્મના પુત્ર શ્રીહરિનાં અષ્ટોત્તરશત–એકસો આઠ ( ગુણ કર્માનુરૂપ ) નામ, કે જે ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચતુર્વર્ગ પુરૂષાર્થ પામવાની ઇચ્છાવાળા મનુષ્યોને તત્કાળજ ફળસિદ્ધિને આપનાર છે તેને કહું છું. તાત્પર્ય એ છે કે- સકામ વા નિષ્કામ સર્વ કોઈ મનુષ્યોને આ સ્તોત્રનો પાઠ કરવાથી ધર્મ, અર્થ, કામ અને ભગવદ્ધામની પ્રાપ્તિપૂર્વક શ્રીકૃષ્ણસેવારૂપ મોક્ષપર્યંત ફળસિદ્ધિ, સ્વલ્પકાળમાંજ પમાય છે, માટે સત્પરિત્રાણપરાયણ શ્રીહરિનાં તે અષ્ટોત્તર-શત ( ૧૦૮ ) નામો કહું છું. ॥ ૩ ॥

**अस्य श्री जनमङ्गलाख्यस्य श्रीहर्यष्टोत्तरशत-नामस्तोत्रमन्त्रस्य शतानन्द ऋषिः । अनुष्टुप् छन्दः । धर्मनन्दनः श्रीहरिर्देवता । धार्मिक इति**

**बीजम्। बृहद्व्रतधर इति शक्तिः। भक्तिनन्दन इति कीलकम्। चतुर्वर्गसिद्ध्यर्थे जपे विनियोगः ।**

આ શ્રીજનમંગળ નામે શ્રીહરિનાં અષ્ટોત્તર-શત નામાત્મક સ્તોત્રરૂપ મંત્રના 'शतानन्द' ઋષિ છે. આ મંત્રનો 'छन्द' અનુષ્ટુપ્ છે. 'धर्मनन्दनः श्रीहरि' આ મંત્રના દેવતા છે. 'धार्मिक' એવા શ્રીહરિ આ મંત્રનું બીજ છે. 'बृहद्व्रतधर' એવા શ્રી-હરિ આ મંત્રની શક્તિ છે. 'भक्तिनन्दन' એવા શ્રી-હરિ આ મંત્રનો કીલક-મંત્રનો આશ્રય સ્તંભ છે. અને આ મંત્રનો ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચતુર્વિધ પુરૂષાર્થની પ્રાપ્તિ માટે વિનિયોગ કરાયછે એમ જાણવું.

ઉપર પ્રમાણે સ્મરણ કર્યા પછી ધ્યાનનો મંત્ર બોલી શ્રીહરિનું ધ્યાન ધરવું.

## अथ ध्यानम् ।

**वर्णिवेषरमणीयदर्शनं**
**मन्दहासरुचिराननाम्बुजम् ।**
**पूजितं सुरनरोत्तमैर्मुदा**
**धर्मनन्दनमहं विचिन्तये ॥ ४ ॥**

સ્તોત્રપાઠના આરંભમાં સ્તોત્રપ્રતિપાદ્ય દેવતા શ્રીહરિનું વર્ણિરૂપે ધ્યાન કહેછે—

નૈષ્ઠિક બ્રહ્મચારિના વેષને સમાન વેષથી રમણીય- અતિમનોહર દર્શન જેમનું છે એવા, મંદમંદ સ્મિતવડે રૂચિર-અતિસુંદર, મુખારવિંદ જેમનું છે એવા અને ઉત્તમોત્તમ- પરમભક્તિપરાયણ મોટા દેવો અને મનુષ્યોએ અતિહર્ષથી સુગંધિમાન ચંદન પુષ્પ અને વસ્ત્રાભરણાદિરૂપ પૂજાદ્રવ્યોએ કરીને પૂજા કરેલા શ્રીધર્મદેવના નંદન- આનંદ ઉપજાવનાર પુત્ર શ્રીહરિનું ધ્યાન કરૂં છું અર્થાત્ સ્તોત્ર પાઠ કરનાર મનુષ્યે ઉપર પ્રમાણે ધ્યાન કરીને પાઠ કરવો. ॥ ૪ ॥

**श्रीकृष्णः श्रीवासुदेवो नरनारायणः प्रभुः ।**
**भक्तिधर्मात्मजोऽजन्मा कृष्णो नारायणो हरिः॥५**

**श्रीकृष्णः**- રાધા વા લક્ષ્મીજીએ યુક્ત નિરવધિક સુખના સ્થાનરૂપ. **શ્રીવાસુદેવઃ**- મનુષ્યમૂર્ત્તિ શ્રીરૂક્મિણીરૂપ લક્ષ્મીએ યુક્ત અને વસુદેવના પુત્રરૂપે પ્રકટ થએલા માટે 'શ્રીવાસુદેવ' નામથી

પ્રસિદ્ધિને પામેલા. **नरनारायणः**– ધર્મ અને મૂર્તિથકી 'નર' અને 'નારાયણ' રૂપે પ્રાદુર્ભાવ પામેલા. **प्रभुः**– અધર્મોચ્છેદન અને સ્વૈકાંતિકધર્મરક્ષણ કરવા માટે અતિસમર્થ. **भक्तिधर्मात्मजः**– દુર્વાસાના શાપથી ભક્તિ અને ધર્મના પુત્રરૂપે પ્રકટ થએલા. **अजन्मा**– જન્મે રહિત અર્થાત્ યદ્યપિ અજ્ઞજનોને ભક્તિધર્મના પુત્રરૂપે જણાતા તોપણ કર્મવશ્ય જીવોની પેઠે પારતંત્ર્ય જન્મે રહિત. **कृष्णः**– માતા-પિતા–ભક્તિધર્મને જન્મ સમયમાં કૃષ્ણરૂપે પોતાનું દર્શન આપનારા. **नारायणः**– શમ, દમ, તપ, ક્ષમા અને કારૂણ્યાદિ અસંખ્ય કલ્યાણગુણે યુક્ત જોઈને સર્વ જનોએ નારાયણરૂપ જાણેલા. **हरिः**–સ્વાશ્રિત ભક્તોની સંસૃતિ રૂપ મહા વિપત્તિને ટાળી નાખનારા. ॥૫॥

**हरिकृष्णो घनश्यामो धार्मिको भक्तिनन्दनः ।**
**बृहद्व्रतधरः शुद्धो राधाकृष्णेष्टदैवतः ॥ ६ ॥**

**हरिकृष्णः**–સ્વબાળ લીલાથી સ્ત્રીપુરૂષાદિના ચિત્તને હરનારા અને બાળસ્વરૂપમાં પણ કૃષ્ણાવતારની પેઠેજ અસુરવિનાશનાદિ દિવ્ય ચરિત્રને કરનારા માટે 'હરિકૃષ્ણ' એવા અન્વર્થ નામને ધરનારા. **घन**-

**श्यामः**– સજળ નવીન મેઘના સમાન સુંદર શ્યામવર્ણવાળા. **धार्मिकः**– સ્નાનસંધ્યાદિ વેદોક્ત ધર્મનું પાલન કરનાર, કરાવનારા. **भक्तिनन्दनः**– શ્રીધર્મનાં પત્ની ભક્તિમાતાને પુત્રભાવથી બાળલીલા વડે બહુ આનંદ પમાડનારા. **बृहद्व्रतधरः**– નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રતરૂપ–બૃહદ્વ્રતને ધારણ કરનારા. **शुद्धः**– બાહ્ય અને આભ્યંતર બે પ્રકારની શુદ્ધિએ યુક્ત વા સ્વયં સદા નિર્દોષ શુદ્ધ સ્વરૂપ હોવાથી આશ્રિતોને શુદ્ધ કરનારા. **राधाकृष्णेष्टदैवतः**– નૃનાટ્યાનુકરણ કરતા થકા રાધિકાયુક્ત સ્વાવતાર શ્રીકૃષ્ણને સ્વેષ્ટદેવપણે આરાધન કરનારા. ॥ ૬ ॥

**मरुत्सुतप्रियः कालीभैरवाद्यतिभीषणः ।**
**जितेन्द्रियो जिताहारस्तीव्रवैराग्य आस्तिकः॥७॥**

**मरुत्सुतप्रियः**– વાયુપુત્ર શ્રીહનુમાનજીને વિષે અતિશયિત પ્રીતિવાળા, અર્થાત્ નિરવધિક ભક્તવત્સલ. **कालीभैरवाद्यतिभीषणः**– કાલિકા અને ભૈરવાદિ અતિતામસ દેવોને અત્યંત ભય ઉપજાવનારા. **जितेन्द्रियः**– શ્રોત્રાદિ એકાદશ ઇન્દ્રિયોને જીતીને પરમાત્મ સન્મુખ રાખનારા. **जिताहारः**–સર્વ પ્રકારના

રસના સ્વાદનો ત્યાગ કરીને મિતભોજન કરનારા. **तीव्रवैराग्यः**–પરમાત્મસ્વરૂપ સિવાય અન્ય સર્વ પદાર્થમાં અત્યંત અપ્રીતિવાળા. **आस्तिकः**–'વેદાદિ શાસ્ત્રો સર્વ સત્ય છે' 'આ વિશ્વ પરમાત્માનેજ આધીન છે' 'સઘળું પરમાત્માનું જ ધાર્યું થાય છે' એવી આસ્તિક ભાવના યુક્ત. ॥ ૭ ॥

**योगेश्वरो योगकलाप्रवृत्तिरतिधैर्यवान् ।**
**ज्ञानी परमहंसश्च तीर्थकृत्तैर्थिकार्चितः ॥ ८ ॥**

**योगेश्वरः**–યોગમાર્ગમાં સિદ્ધદશાને પામેલા ઉપાસક યોગિઓના ઈશ્વર અર્થાત્ તે ઉપાસકોને યોગનું ફળ પમાડનારા. **योगकलाप्रवृत्तिः**–સ્વયં ભગવાન છે તો પણ મનુષ્ય જેવા થઇને યોગીઓના અનુગ્રહ માટે યોગની સર્વ કળાઓની સર્વ પ્રકારે પ્રવૃત્તિ કરનારા. **अतिधैर्यवान्**–મનોવિકારનાં સબળ કારણો પ્રાપ્ત થયા છતાં પણ વિકારે રહિત. **ज्ञानी**–પોતે પરમેશ્વર હોઇને વેદાદિ સર્વ શાસ્ત્રની પ્રવૃત્તિના આદિ કારણ હોવાથી નિત્ય જ્ઞાનવાન્. **परमहंसः**–આત્મ અનાત્મ વસ્તુનો વિવેક કરવામાં અતિ કુશળ જોઇને અરણ્યવાસી તપસ્વીઓએ પરમહંસ–સર્વો-

ત્કૃષ્ટ મહા યોગીરૂપે જાણેલા. **तीर्थकृत्**–પોતે પૂર્ણકામ છતાં તીર્થોને પવિત્ર કરવા ગંગાદિ મહાતીર્થોની યાત્રા કરનારા. **तैर्थिकार्चितः**–તીર્થવાસિ–મુમુક્ષુ જનોએ અલૌકિક ઐશ્વર્યયુક્ત જોઈને પ્રેમથી પૂજન કરેલા. ॥ ८ ॥

**क्षमानिधिः सदोन्निद्रो ध्याननिष्ठस्तपःप्रियः ।**
**सिद्धेश्वरः स्वतन्त्रश्च ब्रह्मविद्याप्रवर्तकः ॥ ९ ॥**

**क्षमानिधिः**–પોતે ઈશ્વર છતાં પરાપરાધ સહન કરવારૂપ ક્ષમાના ભંડારરૂપ. **सदोन्निद्रः**–સદા નિદ્રાએ રહિત–જીતનિદ્ર એવા. **ध्याननिष्ठः**–પરમાત્મધ્યાનમાં અખંડ સ્થિતિવાળા. **तपःप्रियः**–કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ તપ કરવામાં અતિશય પ્રીતિવાળા. **सिद्धेश्वरः**–યોગ તપ અને જ્ઞાનની સિદ્ધિને પામેલા સિદ્ધોના પણ ઈશ્વર અર્થાત્ ઉક્ત પ્રકારના સિદ્ધોએ પણ સેવેલા. **स्वतन्त्रः**–સદા અન્યની અપેક્ષાએ રહિત–સ્વતંત્રથકા વર્તનારા. **ब्रह्मविद्याप्रवर्त्तकः**–જીવ, ઈશ્વર અને માયાના યથાર્થ સ્વરૂપ નિરૂપણરૂપ બ્રહ્મવિજ્ઞાન પ્રવર્ત્તક. ॥ ९ ॥

**पाषण्डोच्छेदनपटुः स्वस्वरूपाचलस्थितिः ।**
**प्रशान्तमूर्तिर्निर्दोषोऽसुरगुर्वादिमोहनः ॥ १० ॥**

**पाषण्डोच्छेदनपटुः**–વેદ વિરુદ્ધ ચાર્વાકાદિ

પાખંડિ મતવાદિઓનું સમૂળ ખંડન કરવામાં અતિ ચાતુર્યવાળા. **स्वस्वरूपाचलस्थितिः**–પોતાના બ્રહ્મધામમાં સ્વ–અસાધારણ મંગલમય દિવ્યસ્વરૂપે અખંડ સ્થિતિ કરી રહેલા. **प्रशान्तमूर्त्तिः**–અત્યંત રાગાદિ દોષે રહિત શાંત–સુખરૂપ મૂર્ત્તિ જેમની છે. **निर्दोषः**–દંભલોભાદિ પ્રકૃતિના હેય સર્વ દોષે રહિત. **असुरगुर्वादिमोहनः**–આસુર સ્વભાવના ગુરૂઓ અને નૃપાદિકને મોહ ઉપજાવનારા. ॥ ૧૦ ॥

**अतिकारुण्यनयन उद्धवाध्वप्रवर्त्तकः ।**
**महाव्रतः साधुशीलः साधुविप्रप्रपूजकः ॥ ११ ॥**

**अतिकारुण्यनयनः**–સર્વકાળ સર્વ જીવો ઉપર નિષ્કારણ અપાર કરૂણા યુક્ત નયન–નેત્રવાળા. **उद्धवाध्वप्रवर्त्तकः**–ઉદ્ધવ જે રામાનંદ સ્વામિ તેમણે પ્રવર્ત્તિત સંપ્રદાયની વિશેષતઃ પ્રવૃત્તિ કરનારા. **महाव्रतः**–આ કલિયુગમાં અસાધ્ય એવાં કૃચ્છ્ર, અતિકૃચ્છ્ર અને મહાકૃચ્છ્રાદિ મહાવ્રતોને કરનારા અથવા યોગશાસ્ત્રોક્ત અહિંસાદિ પંચમહાવ્રતને પાળનારા. **साधुशीलः**–લોકશાસ્ત્રથી અવિરૂદ્ધ ઉત્તમોત્તમ આચાર પાળનારા. **साधुविप्रप्रपूजकः**–સ્વાશ્રિત સાધુજનો અને

વિદ્વાન ધર્મશીલ બ્રાહ્મણોને યથોચિત પૂજા-સત્કાર કરનારા. ॥ ૧૧ ॥.

**अहिंसयज्ञप्रस्तोता साकारब्रह्मवर्णनः ।**
**स्वामिनारायणः स्वामी कालदोषनिवारकः॥१२॥**

**अहिंसयज्ञप्रस्तोता**-જેમાં પ્રત્યક્ષ પશુપક્ષ્યાદિ પ્રાણીનો વધ નથી થતો એવા અહિંસામય યજ્ઞોની સપ્રમાણ અતિ પ્રશંસા કરનારા. **साकारब्रह्मवर्णनः**- અપ્રાકૃત-દિવ્યકરચરણાદિ યુક્ત-સાકાર બ્રહ્મનું સપ્રમાણ વર્ણન કરનારા. **स्वामिनारायणः**-સ્વતંત્ર સર્વ ઐશ્વર્યવાન્ હોઈને નરશબ્દવાચ્ય જે સર્વ ચેતન અચેતનાત્મક આ વિશ્વ તેના અયન-આશ્રયરૂપ. **स्वामी**-બાહ્ય અને આંતરશત્રુઓ થકી પોતાના ઐશ્વર્યવડે રક્ષણ કરવા પૂર્વક સ્વાશ્રિત ભક્તજનોના પતિ-પાલન કરનારા. **कालदोषनिवारकः**-કલિબળથી વૃદ્ધિ પામતા લોભાદિ દોષ ભક્તોના હૃદયમાંથી પોતાના ઐશ્વર્યવડે નિવારણ કરનારા. ॥ ૧૨ ॥

**सच्छास्त्रव्यसनः सद्यःसमाधिस्थितिकारकः ।**
**कृष्णार्चास्थापनकरः कौलद्विट् कलितारकः॥ १३**

**सच्छास्त्रव्यसनः**-પોતે સ્વસંપ્રદાયમાં માન્ય કરેલા

આઠ સચ્છાસ્ત્રોનું શ્રવણ મનન અને પ્રવચન કરવાનો વ્યસનવત્ સર્વ કાળ અભ્યાસ રાખનારા. **सद्यःसमाधिस्थितिकारकः**—યમાદિ અષ્ટાંગ સાધન વિના સહજમાંજ પરમેશ્વરમાં ચિત્તવૃત્તિના નિરોધરૂપ સમાધિમાં સ્થિતિ કરાવનારા. **कृष्णार्चास्थापनकरः**—શ્રીલક્ષ્મીનારાયણ અને નરનારાયણાદિ શ્રીકૃષ્ણની અષ્ટવિધ પ્રતિમાઓનું સ્થાપન કરનારા. **कौलद्विट्**—કૌળાર્ણવાદિ વેદ બાહ્ય દુર્મતનું સચ્છાસ્ત્રના પ્રમાણ વચનોથી ખંડન કરનારા. **कलितारकः**—આ ઘોર કલિમાં અપાર અધર્મ સર્ગરૂપ સમુદ્રમાં ડુબતા જનોને કુશળ નાવિકની પેઠે સુખરૂપે પાર ઉતારનારા. ॥ ૧૩ ॥

**प्रकाशरूपो निर्दम्भः सर्वजीवहितावहः ।**
**भक्तिसम्पोषको वाग्मी चतुर्वर्गफलप्रदः ॥ १४ ॥**

**प्रकाशरूपः**—સર્વથી પર શીતલ શાંત મહાતેજના પુંજરૂપ અક્ષરબ્રહ્મધામના મધ્યે દિવ્યરૂપે રહેલા. **निर्दंभः**—ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ આદિ પાળવા પળાવવામાં બાહેર આડંબર બતાવવારૂપ દંભે રહિત. **सर्वजीवहितावहः**—પોતાવિષે શત્રુ મિત્ર ઉદાસીનભાવે વર્તનારા સર્વ જીવોના ઐહિક

પારલૌકિક સર્વ પ્રકારે હિત કરનારા. **भक्तिसंपोषकः**–ધર્માદિ અંગે સહિત શ્રવણ કીર્તનાદિ–નવધા ભક્તિનું અનુષ્ઠાન અને ઉપદેશથી સર્વ કાળ પોષણ કરનારા. **वाग्मी**– મધુર, સત્ય અને સર્વહિતાવહ સુંદર વાણી બોલનારા. **चतुर्वर्गफलप्रदः**–સ્વભક્તોને ધર્માદિ ચતુર્વિધ પુરૂષાર્થનું યથાધિકાર ઐહિક પારલૌકિક ફળ–ઉત્તમ સુખ આપનારા. ॥ ૧૪ ॥

**निर्मत्सरो भक्तवर्मा बुद्धिदाताऽतिपावनः ।**
**अबुद्धिहृद् ब्रह्मधामदर्शकश्चापराजितः ॥ १५ ॥**

**निर्मत्सरः**–પરોત્કર્ષ ન સહન કરી શકવારૂપ જે મત્સર નામે દોષ તેણે રહિત. **भक्तवर्मा**–આશ્રિત ભક્તજનોનું કવચની પેઠે સદા રક્ષણ કરનારા. **बुद्धिदाता**–સંસારથી નિર્વિણ્ણ–મુમુક્ષુજનોને મોક્ષોપયોગિની બુદ્ધિ–જ્ઞાન આપનારા. **अतिपावनः**–સાક્ષાત્ વા પરંપરાથી પોતાના સંબંધને પામેલા પ્રાણિઓને અતિપવિત્ર કરનારા. **अबुद्धिहृत्**–અબુદ્ધિ જે જીવગત અનાદિ અજ્ઞાન તેને હરનારા–નાશ કરનારા. **ब्रह्मधामदर्शकः**–પોતાના કેટલાક ભક્તો અને અભક્તોને સાધન સંપત્તિ વિના પણ પોતાના બ્રહ્મધામાદિ દિવ્યધામોનું દર્શન

કરાવનારા. **अपराजितः**–કોઇનાથી ક્યારેય પણ પરાજય નહિ પામનારા અથવા અપર–એકાંતિક ભક્તજનોએ પ્રેમભક્તિથી વશ્ય કરેલા. ॥ ૧૫ ॥

**आसमुद्रान्तसत्कीर्तिः श्रितसंसृतिमोचनः ।**
**उदारः सहजानन्दः साध्वीधर्मप्रवर्तकः ॥ १६ ॥**

**आसमुद्रान्तसत्कीर्तिः**–સમુદ્ર પર્યંત વા સમુદ્રની પાર પણ ભક્તજનોને પવિત્ર કરનારી રૂડી કીર્તિવાળા. **श्रितसंसृतिमोचनः**–પોતાને શરણે આવેલા જીવોને સંસૃતિ બંધનથી (જન્મમરણના બંધનથી) મુકાવનારા. **उदारः**–પોતાને વિષે અતિ પ્રેમ ભક્તિ કરનારા ભક્તોને સ્વમૂર્તિના અખંડ દર્શન થવારૂપ ઉદાર દાન આપનારા. **सहजानन्दः**–સ્વાભાવિક–નિરવધિકાતિશય આનંદસ્વરૂપ હોવાથી સ્વભક્ત–સંતહરિજનોને પણ નિરવધિક આનંદને પમાડનારા. **साध्वीधर्मप्रवर्तकः**–સાધ્વી–પતિવ્રતા સ્ત્રીઓના પતિસેવાદિરૂપ શાસ્ત્રોક્ત ધર્મની પ્રવૃત્તિ કરનારા. ॥ ૧૬ ॥

**कन्दर्पदर्पदलनो वैष्णवक्रतुकारकः ।**
**पञ्चायतनसन्मानो नैष्ठिकव्रतपोषकः ॥ १७ ॥**

**कन्दर्पदर्पदलनः**–કામદેવના ત્રૈલોક્ય વિજયથી થએલા ગર્વનું દળન–નાશ કરનારા. **वैष्णवक्रतुकारकः**–શ્રીવિષ્ણુ-ભગવાનના યજનરૂપ અહિંસામય સાત્વિક યજ્ઞને કરનારા. **पञ्चायतनसन्मानः**–વિષ્ણુપ્રધાન પંચાયતન દેવતાઓની યથાવિધિ માનના અર્થાત્ પૂજ્યપણે પ્રતિ-પાદન કરનારા. **नैष्ठिकव्रतपोषकः**–ઉપનયન સંસ્કાર પ્રાપ્તકાળે ગ્રહણ કરેલા બ્રહ્મચર્યને નિષ્ઠાપર્યંત–શરીર-પાતાવધિ પોષનારા–સ્થિર રાખનારા. ॥ ૧૭ ॥

**प्रगल्भो निःस्पृहः सत्यप्रतिज्ञो भक्तवत्सलः ।**
**अरोषणो दीर्घदर्शी षडूर्मिविजयक्षमः ॥ १८ ॥**

**प्रगल्भः**–મહતી સભામાં પણ વિદ્વાનો સાથે વિવાદ પ્રસંગે લેશમાત્ર પણ સંકોચ વિના અખંડિત ગંભીર ભાષણ કરનારા. **निःस्पृहः**–આત્મસ્વરૂપથી વ્યતિરિક્ત–પૃથક્ સર્વ વિષયભોગની ઈચ્છાએ રહિત. **सत्यप्रतिज्ञः**–કૃતપ્રતિજ્ઞ અર્થને યથાર્થ પાળનારા. **भक्तवत्सलः**–અન-ન્યભાવે કરીને શરણે આવેલા ભક્તો વિષે અત્યંત સ્નેહવાળા. **अरोषणः**–પોતાની ઈચ્છાને પ્રતિકૂળ વર્ત્ત-નારની ઉપર રોષ નહિ કરનારા. **दीर्घदर्शी**–પ્રત્યેક કાર્યમાં પુષ્કળ વિચારપૂર્વક પૂર્વાપર અનુસંધાન

રાખીને કાર્ય કરનારા. **षडूर्मिविजयक्षमः**–શોક મોહાદિ ષડુર્મિઓ ઉપર વિજય એટલે તેનો પરાભવ કરવામાં અતિ સમર્થ. ॥ ૧૮ ॥

**निरहङ्कृतिरद्रोह ऋजुः सर्वोपकारकः ।**
**नियामकश्चोपशमस्थितिर्विनयवान् गुरुः ॥ १९ ॥**

**निरहंकृतिः**–વર્ણ કે આશ્રમાદિકના કોઈપણ પ્રકારના અભિમાને રહિત. **अद्रोहः**–મહત્ વા અલ્પ, પોતાને અનુકૂળ વા પ્રતિકૂળ કોઇપણ પ્રાણિને પીડા નહિ કરનારા. **ऋजुः**–સરળ એટલે કુટિલ પુરૂષોને વિષે પણ કુટિલતાએ રહિત વર્ત્તનારા. **सर्वोपकारकः**–પ્રત્યુપકારની અપેક્ષા રહિત સર્વકોઈ પ્રાણિનો ઉપકાર કરવાવાળા. **नियामकः**–સ્વાશ્રિત સર્વજનોને સ્વવશપણામાં વર્ત્તાવનારા. **उपशमस्थितिः**–સર્વ ઈંદ્રિયોની વૃત્તિઓનો નિરોધ કરીને શાંત સ્થિતિવાળા. **विनयवान्**–વિનયગુણે યુક્ત. **गुरुः**–શરણે આવેલા આશ્રિત જીવોને સદ્બોધ આપી અનાદિ અજ્ઞાનનો નાશ કરનારા. ॥ ૧૯ ॥

**अजातवैरी निर्लोभो महापुरुष आत्मदः ।**
**अखण्डितार्षमर्यादो व्याससिद्धान्तबोधकः ॥२०॥**

**अजातवैरी**–પોતાના મનમાં જેમને કોઈ વૈરી નથી અર્થાત્ સર્વપ્રાણિઓ પ્રતિ શત્રુભાવે રહિત. **निर्लोभः**– જે તે ઉપાયથી દ્રવ્ય સંપાદન કરીને કદર્ય અને નંદરાજાની પેઠે સંગ્રહ કરી મુકવારૂપ લોભ નામે પાપરૂપ દોષે રહિત. **महापुरुषः**–વરાહસંહિતામાં કહેલાં ૩૨ લક્ષણે યુક્ત હોવાથી જેમને ભક્તજનોએ મહાપુરૂષરૂપે જાણેલા. અથવા "**वेदाहमेतं पुरुषं महान्तं**" એ શ્રુતિમાં કહેલા જે મહાપુરૂષ તેજ આ શ્રીહરિ છે એમ ભક્તોએ જાણેલા. **आत्मदः**–પોતામાં નિરતિશય પ્રીતિવાળા ભક્તોને "**तस्यैष आत्मा विवृणुते तनुं स्वां**" એ શ્રુતિમાં કહેવા પ્રમાણે પોતાનો આત્મા અર્પણ કરનારા અર્થાત્ ભક્તોને આધીન વર્તનારા. **अखण्डितार्षमर्यादः**–શ્રુતિસ્મૃતિમાં કહેલી ધર્મમર્યાદાને અખંડિત પાળવા પળાવવામાં તત્પર. **व्याससिद्धान्तबोधकः**–પુરાણ ઇતિહાસ અને બ્રહ્મસૂત્ર રચીને વ્યાસમુનિએ વર્ણવેલા શ્રુતિસિદ્ધાંતને પરસ્પર વિરૂદ્ધાર્થ પરિહારપૂર્વક સ્પષ્ટ ઉપદેશ કરનારા. ॥ ૨૦ ॥

**मनोनिग्रहयुक्तिज्ञो यमदूतविमोचकः ।**
**पूर्णकामः सत्यवादी गुणग्राही गतस्मयः ॥ २१ ॥**

**मनोनिग्रहयुक्तिज्ञः**–મનોનિગ્રહના અનેક ઉપાયોને જાણનારા અર્થાત્ આશ્રિતજનોને અતિ સરલ અને શીઘ્ર ફળદાયી એવા મનોનિગ્રહના ઉપાયોને શીખવનારા. **यमदूतविमोचकः**–કેટલાક મુમુક્ષુ દૈવી જીવોને યમના દૂતોથી તત્કાળ મુકાવનારા. **पूर्णकामः**–સ્વઐશ્વર્યવડેજ સંપૂર્ણ–પ્રાપ્ત સર્વકામનાઓ–વિવિધ ભોગ્ય ભોગોપકરણ ભોગસ્થાનાદિવાળા. **सत्यवादी**–યથાર્થ વક્તા અર્થાત્ સ્વાર્થસિદ્ધિ માટે વા રાજદંડાદિના ભયથી પણ અસત્ય ભાષણ નહી કરનારા. **गुणग्राही**–સર્વમાંથી ગુણમાત્રનુંજ ગ્રહણ કરનારા. **गतस्मयः**–સર્વત્ર સ્વપ્રતાપથી વિજય પામીને પણ ક્યારેય કોઈ પ્રકારે આશ્ચર્ય નહિ પામનારા. ॥ ૨૧ ॥

**सदाचारप्रियतरः पुण्यश्रवणकीर्त्तनः ।**
**सर्वमङ्गलसद्रूपनानागुणविचेष्टितः ॥ २२ ॥**

**सदाचारप्रियतरः**–લોક શાસ્ત્ર અને શિષ્ટાચારથી અવિરૂદ્ધ તથા વર્ણ આશ્રમ કુળાચારથી પણ અવિરૂદ્ધ એવો સત્–શ્રેષ્ઠ આચાર તેજ અતિશય પ્રિય જેમને છે એવા. **पुण्यश्रवणकीर्त्तनः**–જેમના ગુણ કર્મ અને નામનું શ્રવણ કીર્ત્તનાદિ સ્વસંબંધમાત્રથી પ્રાણિઓને

અતિ પવિત્ર કરનાર છે એવા. **सर्वमङ्गलसद्रूपनानागुणविचेष्टितः**–જેમના સદ્રૂપ–દિવ્યવિગ્રહ, અનેકવિધ ગુણ અને ચેષ્ટાઓ સ્વસંબંધમાત્રે કરીને પ્રાણિઓને મંગળ કરનારાં છે એવા. ॥ ૨૨ ॥

**इत्येतत्परमं स्तोत्रं जनमङ्गलसंज्ञितम् ।**
**यः पठेत्तेन पठितं भवेद्वै सर्वमङ्गलम् ॥ २३ ॥**

સર્વ જનોના આત્યંતિક મંગળને કરનાર માટેજ સાર્થક 'જનમંગલ' સંજ્ઞા પામેલું અને જેનાથી પરા–સર્વોત્કૃષ્ટતમા સકલ સમૃદ્ધિ પમાયછે માટે પરમ એવું આ શ્રીહરિની સ્તુતિરૂપ સ્તોત્ર સમાપ્ત થયું. આ જનમંગળ સ્તોત્રનો જે જન પાઠ કરશે તેણે 'સર્વમંગળ' સ્તોત્ર કે જે શ્રીહરિના દિવ્ય અને માનુષિક ચરિત્રક્રમથી સહસ્રનામાત્મક રચાએલું છે, તેનો પાઠ કરેલો છે એમ જાણવું એમાં સંશય નથી. ॥ ૨૩ ॥

**यः पठेच्छृणुयाद्भक्त्या त्रिकालं श्रावयेच्च वा ।**
**एतत्तस्य तु पापानि नश्येयुः किल सर्वशः ॥२४॥**

જે મનુષ્ય આ જનમંગળ સ્તોત્રને ત્રિકાળ ( પ્રાતઃ મધ્યાન્હ અને સાયંકાળ )માં પરમ ભક્તિથી

પાઠ કરેછે વા શ્રદ્ધાથી શ્રવણ કરેછે વા શ્રોતૃજનો-ને શ્રદ્ધાથી શ્રવણ કરાવેછે, તે સર્વનાં નાનાં મોટાં સર્વે પાપો સમૂલાં નાશ પામેછે. ॥ ૨૪ ॥

**एतत्संसेवमानानां पुरुषार्थचतुष्टये ।**
**दुर्लभं नास्ति किमपि हरिकृष्णप्रसादतः ॥२५॥**

ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચાર પુરૂષા-ર્થની પ્રાપ્તિમાટે આ સ્તોત્રનું ( પ્રત્યહં શ્રવણ કીર્ત્તન દ્વારા ) સમ્યક્ પ્રેમભાવથી સેવન કરનાર ઉપાસક મનુષ્યોને શ્રીહરિકૃષ્ણ ભગવદનુગ્રહથી કોઈ પણ પુરૂષાર્થ દુર્લભ નથી અર્થાત્ આ સ્તોત્રનો પાઠ કરવાથી પ્રસન્ન થએલા શ્રીહરિકૃષ્ણભગવાન્ ભક્ત-ની ઇચ્છાનુસાર મોક્ષપર્યંત પુરૂષાર્થને તત્કાળજ આપેછે. ॥ ૨૫ ॥

**भूतप्रेतपिशाचानां डाकिनीब्रह्मरक्षसाम् ।**
**योगिनीनां तथा बालग्रहादीनामुपद्रवः ॥ २६ ॥**
**अभिचारो रिपुकृतो रोगश्चान्योऽप्युपद्रवः ।**
**अयुतावर्त्तनादस्य नश्यत्येव न संशयः ॥ २७ ॥**

આ સ્તોત્રનો દશ હજાર વાર પાઠ કરવાથી ભૂત, પ્રેત, પિશાચ, ડાકિની, બ્રહ્મરાક્ષસ, યોગિની તથા

બાલગ્રહ, વૃદ્ધ ગ્રહાદિની પીડા અને શત્રુએ પોતે વા અન્યદ્વારે કરેલ ( મલીન દેવતાઓના મંત્રબલથી મારણ ઉચ્ચાટનાદિ ) અભિચારકર્મ તથા મહાજ્વરાદિ રોગ અને એવોજ અન્ય કોઈપણ ઉપદ્રવ, આ સર્વ તત્કાળજ અવશ્ય નાશ પામેછે એમાં કાંઈ સંશય નથી. ॥ ૨૬–૨૭ ॥

**दशावृत्त्या प्रतिदिनमस्याभीष्टं सुखं भवेत् ।**
**गृहिभिस्त्यागिभिश्चापि पठनीयमिदं ततः ॥ २८ ॥**

પ્રતિદિન ( સંધ્યા અને ભગવત્પૂજન કરી રહ્યા પછી ભગવત્સન્નિધિમાંજ ) આ સ્તોત્રનો દશાવૃત્તિથી– દશ વાર પાઠ કરવાથી ( પાઠ કર્તાને ) અભીષ્ટ સુખ પ્રાપ્ત થાયછે. તે માટે યથેચ્છ સુખની ઈચ્છા રાખનારા ગૃહિ તથા ત્યાગિ સર્વ હરિજનોએ આ સ્તોત્ર અવશ્ય પાઠ કરવાને યોગ્ય છે. ॥ ૨૮ ॥

इति श्रीशतानन्दमुनिविरचितं श्रीजनमङ्गलाख्यं
श्रीहर्यष्टोत्तरशतनामस्तोत्रं संपूर्णम् ॥

# श्रीजनमङ्गलनामावली ।



१ ॐ श्रीकृष्णाय नमः
२ ॐ श्रीवासुदेवाय नमः
३ नरनारायणाय नमः
४ प्रभवे नमः
५ भक्तिधर्मात्मजाय नमः
६ अजन्मने नमः
७ कृष्णाय नमः
८ नारायणाय नमः
९ हरये नमः
१० हरिकृष्णाय नमः
११ घनश्यामाय नमः
१२ धार्मिकाय नमः
१३ भक्तिनन्दनाय नमः
१४ बृहद्व्रतधराय नमः
१५ शुद्धाय नमः
१६ राधाकृष्णेष्टदैवताय नमः
१७ मरुत्सुतप्रियाय नमः
१८ कालीभैरवाद्यतिभीषणाय नमः
१९ जितेन्द्रियाय नमः
२० जिताहाराय नमः
२१ तीव्रवैराग्याय नमः
२२ आस्तिकाय नमः
२३ योगेश्वराय नमः
२४ योगकलाप्रवृत्तये नमः
२५ अतिधैर्यवते नमः
२६ ज्ञानिने नमः
२७ परमहंसाय नमः
२८ तीर्थकृते नमः
२९ तैर्थिकार्चिताय नमः
३० क्षमानिधये नमः
३१ सदोन्निद्राय नमः
३२ ध्याननिष्ठाय नमः
३३ तपःप्रियाय नमः

३४ सिद्धेश्वराय नमः
३५ स्वतन्त्राय नमः
३६ ब्रह्मविद्याप्रवर्त्तकाय नमः
३७ पाषण्डोच्छेदनपटवे नमः
३८ स्वस्वरूपाचलस्थितये नमः
३९ प्रशान्तमूर्त्तये नमः
४० निर्दोषाय नमः
४१ असुरगुर्वादिमोहनाय नम
४२ अतिकारुण्यनयनाय नमः
४३ उद्धवाध्वप्रवर्त्तकाय नमः
४४ महाव्रताय नमः
४५ साधुशीलाय नमः
४६ साधुविप्रप्रपूजकाय नमः
४७ अहिंसयज्ञप्रस्तोत्रे नमः
४८ साकारब्रह्मवर्णनाय नमः
४९ स्वामिनारायणाय नमः
५० स्वामिने नमः
५१ कालदोषनिवारकायनमः
५२ सच्छास्त्रव्यसनाय नमः
५३ सद्यःसमाधिस्थितिकारकाय नमः
५४ कृष्णार्चास्थापनकराय नमः
५५ कौलद्विषे नमः
५६ कलितारकाय नमः
५७ प्रकाशरूपाय नमः
५८ निर्दम्भाय नमः
५९ सर्वजीवहितावहाय नमः
६० भक्तिसम्पोषकाय नमः
६१ वाग्मिने नमः
६२ चतुर्वर्गफलप्रदाय नमः
६३ निर्मत्सराय नमः
६४ भक्तवर्मणे नमः
६५ बुद्धिदात्रे नमः
६६ अतिपावनाय नमः
६७ अबुद्धिहृते नमः
६८ ब्रह्मधामदर्शकाय नमः
६९ अपराजिताय नमः

७० आसमुद्रान्तसत्कीर्त्तये नमः
७१ श्रितसंसृतिमोचनाय नमः
७२ उदाराय नमः
७३ सहजानन्दाय नमः
७४ साध्वीधर्मप्रवर्त्तकाय नमः
७५ कन्दर्पदर्पदलनाय नमः
७६ वैष्णवक्रतुकारकाय नमः
७७ पञ्चायतनसन्मानाय नमः
७८ नैष्ठिकव्रतपोषकाय नमः
७९ प्रगल्भाय नमः
८० निःस्पृहाय नमः
८१ सत्यप्रतिज्ञाय नमः
८२ भक्तवत्सलाय नमः
८३ अरोषणाय नमः
८४ दीर्घदर्शिने नमः
८५ षडूर्मिविजयक्षमाय नमः
८६ निरहङ्कृतये नमः
८७ अद्रोहाय नमः
८८ ऋजवे नमः
८९ सर्वोपकाराय नमः
९० नियामकाय नमः
९१ उपशमस्थितये नमः
९२ विनयवते नमः
९३ गुरवे नमः
९४ अजातवैरिणे नमः
९५ निर्लोभाय नमः
९६ महापुरुषाय नमः
९७ आत्मदाय नमः
९८ अखण्डितार्षमर्यादाय नमः
९९ व्याससिद्धान्तबोधकाय नमः
१०० मनोनिग्रहयुक्तिज्ञाय नमः

१०१ यमदूतविमोचकाय नमः
१०२ पूर्णकामाय नमः
१०३ सत्यवादिने नमः
१०४ गुणग्राहिणे नमः
१०५ गतस्मयाय नमः
१०६ सदाचारप्रियतराय नमः
१०७ पुण्यश्रवणकीर्त्तनाय नमः
१०८ सर्वमङ्गलसद्रूपनानागुणविचेष्टिताय नमः

इति श्रीजनमङ्गलनामावली समाप्ता ॥



श्रीहरिर्जयति ।

# श्रीहरिप्रार्थना ।

## श्रीनित्यानंदमुनिकृता ।

**सकलभक्तजनान् सुखयन्नयं जयति नेत्रपथे मम धर्मजः ।**
**सुरभिचन्दनपुष्पसमर्चितोनिजजनैर्धृतसूक्ष्मसितांशुकः १**

પોતાના ભક્તજનોએ સુગંધિમાન ચંદન પુષ્પાદિકથી પૂજેલા, સૂક્ષ્મ શ્વેત વસ્ત્રોને ધારણ કરનારા, સમગ્ર ભક્તજનોને સુખ આપનારા, આ-મારા હૃદયકમળમાં રહેલા એવા ધર્મપુત્ર શ્રીહરિ. મારી દૃષ્ટિ આગળ સર્વોત્કર્ષપણે વર્ત્તેછે. ॥ ૧ ॥

**अहमहो ! भगवंस्तव सत्पते ! सततसङ्गमतोऽस्मि बृहत्पुरे ।**
**परमनिर्वृतिमापित एव ते ननु करोमि यथामति सेवनम् २**

હે સત્પતે ! હે ભગવન્ ! હું ( નિત્યાનંદમુનિ ) તમારો સર્વદા સમાગમ થયો તેથી અક્ષરધામમાંજ રહ્યો છું એમ માનું છું. તમોએ પરમ સુખને પમાડયો સતો તમારી યથામતિ સેવા કરૂં છું તે બહુ આશ્ચર્યની વાત છે. ॥ ૨ ॥

**त्वं साक्षात्पुरुषोत्तमोऽसि परमं ब्रह्माक्षरात्माऽक्षरः**
**श्रीकृष्णो हरिकृष्ण आदिपुरुषो धर्मात्मज! श्रीहरे! ।**
**हे नारायण! वासुदेव! परमानन्द! प्रभो! सत्पते!**
**मायाधीश! बृहत्पुरस्थ! नूतनो! श्रीस्वामिनारायण! ३**

હે ધર્માત્મજ ! હે શ્રીહરે ! હે નારાયણ ! હે વાસુદેવ ! હે પરમાનંદ ! હે પ્રભો ! હે સત્પતે ! હે માયાધીશ ! હે બૃહત્પુરસ્થ ! હે નૃતનો ! હે સ્વામિ-નારાયણ ! જે અક્ષરાત્મા, અક્ષર, (અચ્યુત) પરં-બ્રહ્મ, અનાદિ શ્રીકૃષ્ણનામા આદિપુરૂપ છે તે હાલ તમો હરિકૃષ્ણનામે પ્રત્યક્ષ પુરૂષોત્તમ છો. ॥ ૩ ॥

**हे भक्तप्रिय! भक्तिनन्दन! विभो! धर्मस्थधर्मप्रिय!**
**प्राणेशागणिताण्डकोटिपरमाधार! स्वतन्त्रेश्वर! ।**
**जीवेशाक्षरकालसंनियमन! ज्योतिःस्थदिव्याकृते!**
**श्रीराधादिकशक्तिसेवितपदः स्वामी त्वमेवासि मे ॥४॥**

હે ભક્તપ્રિય ! હે ભક્તિનંદન ! હે વિભો ! (વ્યાપક) હે ધર્મસ્થધર્મપ્રિય ! (ધર્મનિષ્ઠજનો અને ધર્મ જેને પ્રિય છે) હે પ્રાણેશ ! હે અગણિતાંડકોટિપરમાધાર ! (અગણિત બ્રહ્માંડની કોટીઓના પરમ આશ્રયરૂપ)

હે સ્વતંત્ર ! હે ઈશ્વર ! હે જીવેશાક્ષરકાળસંનિયમન ! ( જીવ, ઈશ્વર, અક્ષર અને કાળના નિયંતા ) હે જ્યોતિઃસ્થદિવ્યાકૃતે ! ( અક્ષરાત્મ તેજમાં રહેલી દિવ્ય મૂર્ત્તિ જેની છે ) લક્ષ્મી રાધા આદિક શક્તિઓએ સેવ્યા છે ચરણકમળ જેમનાં એવા તમેજ મારા એક સ્વામી છો. ॥ ૪ ॥

**दिव्यालङ्कृतिदिव्यहेतिविलसद्दिव्याङ्गरागार्चितो**
**ब्रह्माण्डौघभवावनाभवमहालीलस्त्वमीशेश्वरः ।**
**त्वं कल्याणमयैर्महागुणगणैः संसेव्यसे नित्यदा**
**स त्वं निर्गुण एव मायिकगुणैर्हीनस्त्वतो वर्ण्यसे ॥ ५ ॥**

દિવ્ય-ચૈતન્યમય અલંકારો જેમણે ધાર્યા છે, દિવ્ય આયુધો જેમણે ધાર્યા છે, શોભાયમાન દિવ્ય અંગરાગથી ચર્ચાએલા, બ્રહ્માંડસમૂહોની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયરૂપ મહાલીલા જેની છે એવા તમે ઈશ્વરના પણ ઈશ્વર છો. જે તમો કલ્યાણમય કારૂણ્ય, સૌશીલ્ય, વાત્સલ્ય, ઔદાર્યાદિક મહાગુણગણોએ નિરંતર સેવાએલા છો તે તમો માયિક ગુણોએ રહિત હોવાથી શાસ્ત્રમાં નિર્ગુણપણે વર્ણવેલા છો અર્થાત્ દિવ્ય ગુણોએ સહિત હોવાથી સગુણપણે અને માયિક ગુણોએ

સહિત હોવાથી નિર્ગુણપણે શાસ્ત્રોમાં નિરૂપણ કહેલા છો. ॥ ૫ ॥

**त्वं वै कारणकारणं स्वजनतावात्सल्यवारांनिधि-**
**र्भक्तैकाश्रय! भक्तजीवनतनो! भक्तैकसर्वस्व! भोः!।**
**भक्तेच्छापरिपूरकोऽसि सकलैश्वर्याभिजुष्टः सदा**
**सम्प्राप्ते शरणं शरण्य! मयि सुप्रीतः सदा त्वं भव ॥६॥**

પોતાના ભક્તજનો ઉપર જે વાત્સલ્ય ( નિષ્કારણ અપાર કરૂણા ) તેના નિધિરૂપ, સર્વ કારણના કારણ, સદા સમગ્ર ઐશ્વર્યે યુક્ત એવા તમેજ એક ભક્તોની ઇચ્છાને પરિપૂર્ણ કરનારા છો. હે ભક્તૈકાશ્રય! હે ભક્તજીવનતનો! ( ભક્તોના જીવનરૂપ દિવ્ય મૂર્ત્તિ જેની છે ) હે ભક્તૈકસર્વસ્વ! ( ભક્તોના મૂળ ધનરૂપ ) હે શરણ્ય! ( શરણાગતરક્ષક ) તમારા શરણને પામેલો હું તે મારા ઉપર સદા અત્યંત પ્રસન્ન થાઓ. ॥ ૬ ॥

**त्वं ह्येवास्यखिलावतारधृदजः स्वातन्त्र्यतः सर्वदा**
**धर्मस्थापनसाधुरक्षणधराभारापनुत्यै मुहुः ।**
**स त्वं साम्प्रतमत्र वाडवकुले स्वैश्वर्यजुष्टः स्वयं**
**जातोऽसि स्वपदोपपन्नजनतासौख्यातिरेकप्रदः ॥ ७ ॥**

સર્વદા-યુગયુગમાં ધર્મસ્થાપન, સાધુરક્ષણ અને પૃથ્વીનો ભાર ઉતારવા માટે વારંવાર તમોજ અ-જન્મા છતાં પણ સ્વતંત્રતાથી (બીજાઓની પેઠે કર્માધીનપણે નહિ) સમગ્ર અવતારોને ધારણ કરો છો. એવા જે તમો તે આ લોકમાં વર્તમાન કાળમાં સારવજ્ઞાતીય બ્રાહ્મણ કુળમાં પોતાનાં ઐશ્વર્ય સહિતજ સ્વયં પ્રકટ થઇને પોતાના ચરણ શરણને પામેલા જનસમૂહોને અતિશયિત સુખ આપવા માટે તત્પર થયા છો. ॥ ૭ ॥

**एतस्मिंस्त्ववतार एव भवता यत्त्वत्र देदीयते**
**सौख्यं भूरि च लालनं स्वकनृणां चेक्रीयते यादृशम् ।**
**नैतादृक् क्वचन स्वजन्मनि कृतं तस्मादियं ते कृपा**
**शक्या नोपमितुं महापुरुष! वै केनापि केनाप्यहो! ॥८॥**

અવતારી એવા જે તમો, આ અવતારમાં આ લોકમાં જેવું અતિશય સુખ આપોછો અને પોતાના ભક્તજનોને જેવા અતિશય લાડ લડાવો છો તેવું તો કોઈપણ તમારા અવતારમાં તમોએ કર્યું નથી માટે હે મહાપુરૂષ ! આવી તમારી નિરૂપાધિ કૃપા ચતુર્મુખ બ્રહ્માથી પણ દેવમનુષ્યાદિક કોઇની સાથે પણ અહો!

ઉપમા કરી શકાય તેવી નથી માટે તમો તો તમોજ છો એટલે અદ્વિતીય છો. ॥ ૮ ॥

**कारुण्यं तव साम्प्रतं भवति यद्भक्तेषु तत्कर्हिचित्**
**मातुं नैव हि शक्यमस्ति करुण! प्रीतो भवातो मयि ।**
**स्वीयब्रह्मपुरस्थदिव्यविभवैर्जुष्टोऽपि सिद्धिव्रजै-**
**रल्पप्राणिसमर्पितं फलदलाद्यादत्स एषा कृपा ॥ ९ ॥**

હે હરે! તમારી હાલમાં ભક્તો ઉપર જે કૃપા છે તે કૃપાનો ક્યારેય પણ માપ થઈ શકતો નથી માટે મારા ઉપર પ્રસન્ન થાઓ. કઈ કૃપા તો અક્ષરધામમાં રહેલા પોતાના દિવ્ય વૈભવો અને સિદ્ધિઓના સમૂહોએ પણ સેવેલા એવા તમો છો તથાપિ આ લોકમાં અલ્પ પ્રાણીઓએ અર્પણ કરેલા અલ્પ ફળપત્રાદિકને ગ્રહણ કરો છો, આ તમારી મોટી કૃપા છે. ॥ ૯ ॥

**श्रीराधादिकदिव्यशक्तिनिकरैर्दिव्यैर्महापार्षदै-**
**र्नित्यं सेवितपत्कजोऽत्र च महाराजाधिराजार्चितः ।**
**सेवामल्पनृणामपि क्षितितले प्रीत्याऽऽददद्राजसे**
**तत्त्वय्येव हि शोभनं नरसखे कारुण्यवारांनिधौ ॥१०॥**

અક્ષરધામમાં લક્ષ્મી રાધા આદિક દિવ્યશક્તિઓના સમૂહો અને દિવ્ય મહાપાર્ષદોએ નિરંતર સેવ્યાં છે

ચરણકમલ જેમનાં એવા અને આ લોકમાં પણ મહારાજાધિરાજાઓએ મહા ઉપચારથી પૂજેલા એવા પણ તમો ભુતળમાં અલ્પમનુષ્યોની પણ સેવાને પ્રીતિથી જે તમો સ્વીકાર કરો છો તે એકાંતિક ભક્તના સખારૂપ દયાનિધિ તમારે વિષેજ શોભારૂપ છે ॥ ૧૦ ॥

**पूर्वं स्वावतरैरनेकदितिजव्रातास्त्वया नाशिता-**
**स्तेभ्योऽपि प्रबलाः सुरासुरतरैः शक्या न जेतुं क्वचित् ।**
**कामाद्यान्तरशत्रवस्त इह हि स्वानां समुन्मूलिता-**
**स्तेनास्मिन्नवतार एव विततो भूरि प्रतापोऽस्ति ते ॥ ११**

પૂર્વે તમોએ વરાહાદિક અનેક અવતારો ધારણ કરીને અનેક અસુરસમૂહોનો નાશ કર્યો છે, તે અસુરોથી પણ અધિક બળવાળા અને સુરાસુરથી ક્યારેય પણ ન જીતી શકાય એવા પોતાના જનોના તે કામ ક્રોધાદિ અંતઃશત્રુઓનો આ અવતારમાંજ સમૂલો નાશ કર્યો છે, આ હેતુથી બીજા અવતારોની અપેક્ષાએ આ અવતારમાં તમારો બહુ પ્રતાપ અતિ વિસ્તારને પામ્યો છે. ॥ ૧૧ ॥

**कामार्त्तस्य यथेष्टयोषिति मनः स्तेनस्य चौर्ये यथा**
**नित्यं स्वव्यसने यथा व्यसनिनः क्रुद्धस्य च द्वेषिणि ।**

**साध्व्याः स्वामिनि चातकस्य मुदिरे रूपे पतङ्गस्य वा**
**सक्तं मेऽस्तु तथा त्वदीयचरणे श्रीभक्तिधर्मात्मज ! ॥१२॥**

કામાતુર પુરૂષનું મન જેમ પોતાને પ્રિય સ્ત્રીમાં આસક્ત રહેછે, ચોર પુરૂષનું મન જેમ ચોરી કરવામાં આસક્ત રહેછે, વ્યસની પુરૂષનું મન જેમ નિરંતર પોતાના વ્યસનમાં આસક્ત રહેછે, પતિવ્રતા સ્ત્રીનું મન જેમ પોતાના પતિમાં આસક્ત રહેછે, ચાતકનું મન જેમ મેઘમાં આસક્ત રહેછે, પતંગીયાનું મન જેમ રૂપવિષયમાં આસક્ત રહેછે તેમ હે ભક્તિ-ધર્માત્મજ ! મારૂં મન તમારા ચરણકમળમાં આસક્ત રહો. ॥ ૧૨ ॥

**रोगार्त्तोऽतिभयः क्षुधातुरपुमान् स्नेहातुरश्चापि वा**
**यद्वद्दैन्यमुपैति मानरहितस्तद्वन्मदीयं मनः ।**
**दैन्यं यातु निरन्तरं त्वयि हरे ! सत्सु त्वदीयेष्वपि**
**क्षिप्रं मानविहीनमित्यभिमतं त्वत्तोऽस्ति मन्नाथ ! मे १३**

રોગાતુર, ભયાતુર, ક્ષુધાતુર અને સ્નેહાતુર એવા પુરૂષો માનનો ત્યાગ કરીને જેમ દીનપણાને પામેછે તેમ હે હરે ! મારૂં મન તમારે વિષે નિરંતર દીન-પણાને પામો અને તમારા સાધુને વિષે પણ તત્કાળ

માનરહિત થઇને દીનપણાને પામો. હે મન્નાથ ! તમારી પાસેથી આટલીજ મારી પ્રાર્થના છે તે તમો આપો. ॥ ૧૩ ॥

त्वद्रूपस्य सुनिश्चयो मनसि मे सर्वोत्तमः स्यात्सदा
त्वत्सौख्येन सुखी भवेयमनिशं नैवेतरेण क्वचित् ।
त्वद्भिन्नाकृतयश्च सन्त्वतितरां तुच्छाः कृता मायया
याचे त्वामिति सन्ततं कृतनतिस्तद्देहि मे श्रीहरे! ॥१४॥

હે શ્રીહરે ! મારા અંતઃકરણમાં સદાકાળ તમારા સ્વરૂપનો સર્વોત્તમ ( નિર્વિકલ્પ ) નિશ્ચય થાય, નિરંતર તમારી સેવાથી પ્રાપ્ત થએલા સુખથીજ સુખી થઉં, માયિક વિષયસુખથી ક્યારેય પણ સુખી ન થઉં, કેમકે તમારા શિવાય બીજી જે જે આકૃતિઓ છે તે માયાકૃત છે માટે તે મને અતિશય તુચ્છ થઇ જાય, સાષ્ટાંગ પ્રણામ કરીને આટલું તમારી પાસે નિરંતર હું માગું છું તે મને તમો આપો. ॥ ૧૪ ॥

त्वय्येकान्तिकभक्तिरस्त्वविचला माहात्म्ययुग् धर्मजे
प्रत्यूहान्मदनाद्यधर्मकुलतस्तत्रावनं मे कुरु ।
ज्ञानादौ च दृढस्थितिं वृषकुले तस्यां सहाये परे
याचे त्वामिति सन्ततं कृतनतिस्तद्देहि मे श्रीहरे! ॥१५॥

હે શ્રીહરે ! ધર્મપુત્ર તમારે વિષે માહાત્મ્યજ્ઞાને સહિત નિશ્ચળ એવી એકાંતિકભક્તિ થાય, તે ભક્તિ કરવામાં અનેક પ્રકારના અંતરાય કરનારા કામ ક્રોધાદિક અધર્મકુળથી મારૂં રક્ષણ કરો અને ભક્તિમાં સહાય કરનારા સર્વોત્તમ જ્ઞાનાદિ ધર્મકુળમાં દૃઢ સ્થિતિ થાય. સાષ્ટાંગ પ્રણામ કરીને નિરંતર આટલું તમારી પાસે હું માગું છું તે મને તમો આપો. ॥ ૧૫ ॥

**प्रेष्ठानां तव सङ्गमोऽस्त्वनुदिनं ह्येकान्तिकानां सतां**
**शुष्कज्ञान्युपधर्मिकौलमतिनां सङ्गो न मे स्यात्क्वचित् ।**
**भक्तत्वे क्व च दोषलेश इह ते नैवावशिष्येत मे**
**याचे त्वामिति सन्ततं कृतनतिस्तद्देहि मे श्रीहरे ! ॥१६॥**

હે શ્રીહરે ! તમને પ્રિય એવા એકાંતિક સત્પુરૂષોનો સમાગમ મને પ્રતિદિન રહો, પણ ક્યારેય પણ શુષ્કજ્ઞાની, પાખંડી અને કૌળમાર્ગમાં રહેલા મનુષ્યોનો સમાગમ ન થાય, મને આ લોકમાં તમારા ભક્તપણામાં ક્યારેય પણ લેશમાત્ર પણ દોષ રહે નહિ, સાષ્ટાંગ પ્રણામ કરીને નિરંતર આટલું તમારી પાસે હું માગું છું તે મને તમો આપો. ॥ ૧૬ ॥

द्रोहस्ते तव सेविनां च महतां न स्यात्कदाऽपि क्वचि-
त्तिष्ठेन्नैव च वासनाऽन्यविषया त्वत्सेवनान्मे हृदि ।
कुर्यां दास्यमहं तवान्तिकगतो नित्यं सतां वाञ्छितं
याचे त्वामिति सन्ततं कृतनतिस्तद्देहि मे श्रीहरे ! ॥१७॥

હે શ્રીહરે ! તમારો અને તમારી સેવા કરનારા મહાપુરૂષોનો દ્રોહ મનથી પણ ક્યારેયપણ ન થાય, તમારી સેવાનો ત્યાગ કરીને અન્ય માયિક વિષયોને સેવવારૂપ વાસના મારા હૃદયમાં ન રહે અને સત્પુરૂષો-એ નિત્ય ઇચ્છેલું તમારૂં દાસપણું તમારી સમીપે રહિને કરૂં, સાષ્ટાંગ પ્રણામ કરીને નિરંતર આટલું તમારી પાસે હું માગું છું તે મને તમો આપો. ॥ ૧૭ ॥

देहे दैहिक आत्मता च ममता न स्यादिह क्वापि मे
सा तु स्यात्त्वयि भक्तिधर्मतनये त्वद्भक्तिनिष्ठेषु च ।
स्नेहः स्यादधिकोऽक्षरे विलसति ब्रह्मात्मनो मे त्वयि
याचे त्वामिति सन्ततं कृतनतिस्तद्देहि मे श्रीहरे ! ॥१८॥

હે શ્રીહરે ! આ લોકમાં મને ક્યારેયપણ દેહમાં અહંબુદ્ધિ અને દેહ સંબન્ધિ પદાર્થોમાં મમત્વબુદ્ધિ ન થાય, જો તે બન્ને થાય તો ભક્તિધર્મના પુત્ર એવા

તમારે વિષે આત્મબુદ્ધિ અને તમારા એકાંતિક ભક્તોને વિષે મમત્વબુદ્ધિ થાય અને બ્રહ્મરૂપ એવો હું તે મને અક્ષરધામમાં વિરાજમાન એવા તમારે વિષે અધિક સ્નેહ થાય, સાષ્ટાંગ પ્રણામ કરીને નિરંતર આટલું તમારી પાસે હું માગું છું તે મને તમો આપો. ॥ ૧૮ ॥

**विश्वासस्तव वाचि मेऽस्तु कुहचित्स्यान्नास्तिकत्वं न मे**
**सल्लक्ष्माण्यखिलानि सन्तु मयि तान्युक्तानि यानि त्वया ।**
**न स्यान्मे क्वचिदासुरत्वमव मां तद्धेतुलोभादितो**
**याचे त्वामिति सन्ततं कृतनतिस्तद्देहि मे श्रीहरे ! ॥१९॥**

હે શ્રીહરે ! મને તમારા વચનમાં દૃઢ વિશ્વાસ રહો. ક્યારેય પણ મને નાસ્તિકભાવ ન આવો, તમોએ સાધુઓનાં જે લક્ષણો કહ્યાં છે તે સર્વે પણ મારે વિષે આવે, મને ક્યારેય પણ અસુરપણું ન થાય, અસુરપણામાં કારણરૂપ લોભાદિક દોષથી મારૂં રક્ષણ કરો એટલે લોભાદિક જે પ્રકારે મને અસુર ન કરે તે પ્રકારે મારૂં રક્ષણ કરો, સાષ્ટાંગ પ્રણામ કરીને નિરંતર આટલું તમારી પાસે હું માગું છું તે મને તમો આપો. ॥ ૧૯ ॥

**यत्कार्येषु रुचिर्यथा तव तथैव स्याद्रुचिस्तेषु मे**
**कारुण्यं हृदि वर्त्ततां मम विभो! सर्वेषु देहिष्वपि ।**
**भक्ताभीष्टद! रक्षणं कुरु सदा मोहात्प्रमादाच्च मे**
**याचे त्वामिति सन्ततं कृतनतिस्तद्देहि मे श्रीहरे! ॥२०॥**

હે શ્રીહરે! જે કરવા યોગ્ય કાર્યમાં જેવી રીતે તમારી રૂચિ હોય તે કાર્યમાં મને તેવીજ રીતે રૂચિ થાય. હે વિભો! મારા હૃદયમાં સર્વ કોઈ પ્રાણીઓ ઉપર કરૂણા વર્ત્તે, હે ભક્તાભીષ્ટદ! મોહ અને પ્રમાદથી મારૂં સદા રક્ષણ કરો, સાષ્ટાંગ પ્રણામ કરીને નિરંતર આટલું તમારી પાસે હું માગું છું તે મને તમો આપો. ॥ ૨૦ ॥

**नित्यं त्वद्वपुरीक्षणे मम दृशौ स्यातां च सङ्कीर्त्तने**
**वाणी ते यशसां कथाश्रुतिपरौ कर्णौ मनश्च स्मृतौ ।**
**सेवायां तव ते सतां च निरतौ हस्तौ त्वदीयस्य मे**
**याचे त्वामिति सन्ततं कृतनतिस्तद्देहि मे श्रीहरे! ॥२१॥**

હે શ્રીહરે! મારી દૃષ્ટિ નિરંતર તમારી મૂર્ત્તિનાં દર્શન કરવામાંજ રહો, મારી વાણી તમારાં યશ કહેવામાં રહો, મારા કર્ણ તમારી કથા સાંભળવામાં રહો, મારૂં મન તમારૂં સ્મરણ કરવામાં રહો, તમારો

દાસ એવો હું તે મારા હાથ તમો અને તમારા સાધુઓની સેવા કરવામાં તત્પર રહો, સાષ્ટાંગ પ્રણામ કરીને નિરંતર આટલું તમારી પાસે હું માગું છું તે મને તમો આપો. ॥ ૨૧ ॥

इति श्रीनित्यानन्दमुनिकृता श्रीहरिप्रार्थना समाप्ता ॥



श्रीदशावतारधारिणे नमः ।

# सङ्कटहर-दशावतारस्तोत्रम् ।



## अभयराजकृतम् ।

**मात्स्यं रूपमलौकिकं भुवि दधत्कल्पान्तकाले नृपं**
**साकं भूतरणौ महर्षिभिरपात्सत्यव्रतं तोयगः ।**
**तस्मै मत्स्यपुराणमाह च हयग्रीवं निहत्यासुरं**
**धात्रेऽदान्निगमांश्च यः स हरतात्कष्टं समग्रं हरिः ॥ १ ॥**

જે શ્રીહરિ, પૃથ્વી ઉપર પ્રલયકાળ સમયે આશ્ચર્ય જનક હોવાથી અલૌકિક એવા મત્સ્યસંબન્ધિ રૂપને ધારણ કરીને એકાર્ણવ જળમાં રહીને પૃથ્વીરૂપી નાવિમાં બેસાડીને સપ્તર્ષિએ સહિત સત્યવ્રત નામના રાજાનું રક્ષણ કરતા હવા અને તે રાજાને મત્સ્યપુરાણ કહેતા હવા અને હયગ્રીવ નામના દૈત્યનો નાશ કરીને બ્રહ્માને વેદ લાવી આપતા હવા. તે શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ નિવારણ કરો. ॥ ૧ ॥

**पीयूषाय पयोनिधिं स्वमहसा देवासुराणामना-**
**धारं चोन्मथतां तु मन्दरगिरिं मज्जन्तमम्भोनिधौ ।**

**पृष्ठे कूर्मतनुर्दधार सहसा कारुण्यतो यो जगौ**
**सद्धर्मांश्च मुनिभ्य एष हरतात्कष्टं समग्रं हरिः ॥ २ ॥**

જ્યારે સુરાસુરો અમૃતપ્રાપ્તિ માટે પોતાનાજ સામર્થ્યથી ક્ષીરસમુદ્રને મથવા લાગ્યા ત્યારે સમુદ્રમાં આધારે રહિત હોવાથી ડુબી જતા મંદરાચલને જે શ્રીહરિ, કૂર્મરૂપ ધારણ કરીને અકસ્માત્ પૃષ્ઠભાગમાં ધારણ કરતા હવા અને કરૂણા કરીને નારદાદિ મુનિઓને કૂર્મપુરાણરૂપે ભાગવતધર્મો કહેતા હવા. તે શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ નિવારણ કરો. ॥ ૨ ॥

**भो वाराहतनू रसातलगतां क्षोणीं क्षणादुद्दधौ**
**दैतेयं च जघान संयति हिरण्याक्षं तनुस्थाध्वरः ।**
**धर्मानाह भुवेऽभवाय च नृणां यज्ञान् वितत्याखिलान्**
**कल्पादौ प्रतिवासरं स हरतात्कष्टं समग्रं हरिः ॥ ३ ॥**

જે શ્રીહરિએ યજ્ઞમય એવી વારાહ તનુ ધારણ કરીને રસાતળમાં ગએલી પૃથ્વીનો એક ક્ષણકાલમાંજ ઉદ્ધાર કર્યો હતો અને સંગ્રામમાં હિરણ્યાક્ષ નામના દૈત્યનો નાશ કર્યો હતો તેમજ બ્રહ્માના આદિ દિવસમાં સમગ્ર યજ્ઞનો વિસ્તાર કરીને મનુષ્યોના મોક્ષ

માટે પૃથ્વી પ્રત્યે વારાહપુરાણરૂપે ધર્મો કહ્યા હતા. તે શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ નિવારણ કરો. ॥ ૩ ॥

**दैत्यानामधिपं हिरण्यकशिपुं हत्वा नृसिंहाकृतिः**
**प्रह्लादं च ततोऽभिरक्ष्य परमं भक्तं निजं निर्जरान् ।**
**इन्द्रादीन् सुरसद्मसौख्यमुदितांश्चक्रे य उग्रेक्षणो**
**भक्ताभीष्टफलप्रदः स हरतात्कष्टं समग्रं हरिः ॥ ४ ॥**

જે શ્રીહરિ, નૃસિંહરૂપ ધારણ કરીને ઉગ્ર નેત્ર કરીને દૈત્યોના અધિપતિ હિરણ્યકશિપુનો હૃદયવિદારણપૂર્વક નાશ કરીને પોતાના પરમ ભક્ત પ્રહ્લાદની હિરણ્યકશિપુ થકી સર્વ પ્રકારે રક્ષા કરીને ઈન્દ્રાદિ દેવતાઓને ફરીથી સ્વર્ગલોકનું સુખ પમાડીને હર્ષિત કરતા હવા. ભક્તોને અભીષ્ટ ફળ આપનારા તે શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ નિવારણ કરો. ॥ ૪ ॥

**याचित्वा त्रिपदच्छलेन च बलिं त्रैलोक्यमिन्द्राय यः**
**प्रादाद्वामनमूर्त्तिरस्य च पुनर्दौवारिकत्वं स्वयम् ।**
**चक्रेऽथ त्रिदिवस्थितोऽपि च मनोर्वैवस्वतस्यावनं**
**सुत्रामावरजः स मेऽपहरतात्कष्टं समग्रं हरिः ॥ ५ ॥**

જે શ્રીહરિ, વામનરૂપે થઇને ત્રણ પગલાં પૃથ્વી માગવાના મિષથી બલિરાજા થકી ત્રિલોકીની યાચના

કરી તે લઇને ઈન્દ્રને આપતા હવા અને પછી પોતે તે બલિરાજાનું દ્વારપાળકર્મ કરતા હવા ત્યારપછી સ્વર્ગલોકમાં રહીને ઈન્દ્રના અનુજ થઇને વૈવસ્વત મનુની રક્ષા કરતા હવા. તે શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ નિવારણ કરો. ॥ ૫ ॥

**क्षत्रं घोरतरं च कापथगतं त्रिःसप्तकृत्वश्च यो**
**हत्वा सान्वयकार्तवीर्यनृपतिप्राणापहृद्भार्गवः ।**
**रामः पर्शुकरो धरामरकरप्रत्ताऽऽसमुद्रक्षितिः**
**सिद्धर्षिस्तुतसद्यशाः स हरतात्कष्टं समग्रं हरिः ॥ ६ ॥**

જે શ્રીહરિ, ભૃગુકુળમાં જમદગ્નિના પુત્રરૂપે પ્રકટ થઇને હસ્તમાં પરશુ ધારણ કરીને પુત્રોએ સહિત સહસ્રાર્જુન રાજાના પ્રાણનો નાશ કરીને તેને નિમિત્ત-રૂપ કરીને ઉત્શૃંખલ અને કુમાર્ગમાં વર્ત્તનારા ક્ષત્રિય-કુળનો એકવિંશવાર નાશ કરતા હવા અને અધ્વર્યુ આદિક બ્રાહ્મણોના હાથમાં સમુદ્રપર્યન્ત સમગ્ર પૃથ્વી અર્પણ કરતા હવા. સિદ્ધ અને મહર્ષિઓએ ગાન કરી છે સત્કીર્ત્તિ જેમની એવા તે શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ નિવારણ કરો. ॥ ૬ ॥

**धर्मात्मा पितुराज्ञया सदयितासौमित्रिरासो वनं**
**बद्ध्वा सेतुमपांनिधौ स्वमहसा लङ्केश्वरं सान्वयम् ।**
**योषाहारिणमाशु यो निहतवान् धर्मेण सर्वाः प्रजाः**
**रामः स्मावति पुत्रवत्स हरतात्कष्टं समग्रं हरिः ॥ ७ ॥**

જે શ્રીહરિ, રામરૂપે પ્રકટ થઇને પોતે ધર્માત્મા હોવાથી પિતાની આજ્ઞાથી પોતાની દયિતા સીતા અને સુમિત્રાના પુત્ર લક્ષ્મણજીને સાથે લઇને વનમાં જતા હવા અને પોતાના પ્રતાપથી સમુદ્રમાં સેતુ બાંધીને સીતાનું હરણ કરનારા સપરિવાર રાવણનો નાશ કરતા હવા અને પ્રજાઓનું પોતાના પુત્રની પેઠે ધર્મથી પાલન કરતા હવા, તે શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ નિવારણ કરો. ॥ ૭ ॥

**कंसादीनसुरान्निहत्य नृपतीन्भारान्भुवो भूरिशो**
**गोभूसाधुधरामरामरवृषान् पाति स्म यः सर्वतः ।**
**लोकक्षेमकरस्वरूपचरितो विघ्नौघविद्रावणः**
**श्रीकृष्णः स यदूत्तमोऽपहरतात्कष्टं समग्रं हरिः ॥ ८ ॥**

જે શ્રીહરિ, યદુકુળમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણનામે પ્રકટ થઇને પૃથ્વીના ભારરૂપ અનેક અસુરો અને દૈત્યના

અંશરૂપ રાજાઓનો નાશ કરીને ગાયો, પૃથ્વી, સાધુઓ, ભૂદેવો, દેવો અને ધર્મનું સર્વ પ્રકારે રક્ષણ કરતા હવા. જેનાં ગોવર્ધનોદ્ધારણાદિક ચરિત્રો અને મનોહર મૂર્ત્તિ લોકોનાં પરમ કલ્યાણ કરનારાં છે એવા અને પોતાના આશ્રિત જનોના વિઘ્નોના ઓઘને નિવૃત્ત કરનારા એવા તે શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ નિવારણ કરો. ॥ ૮ ॥

**श्रीबुद्धोऽसुरबुद्धिमोहचरितः सद्धर्मसंस्थापकः**
**पाषण्डादवितात्मभक्तनिकरः कारुण्यवारांनिधिः ।**
**हिंसाहीनमखप्रवर्त्तनयशा यः शुद्धबुद्धिप्रदः**
**संसारार्णवतारकः स हरतात्कष्टं समग्रं हरिः ॥ ९ ॥**

જે શ્રીહરિ, શોભાયમાન બુદ્ધાવતાર ધારણ કરીને દૈત્યોની મતિમાં મોહ થાય તેવાં ચરિત્ર કરીને અહિંસા આદિક સદાચારનું સ્થાપન કરતા હવા અને પાખંડથકી પોતાના ભક્તસમૂહોનું રક્ષણ કરતા હવા, કરૂણાના સાગરરૂપ, હિંસાવર્જીત યજ્ઞો પ્રવર્ત્તાવવાથી જેની સત્કીર્ત્તિ પ્રસરી છે, શુદ્ધ બુદ્ધિને આપનારા, સંસારસાગરમાંથી ઉદ્ધાર કરનારા એવા તે શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ નિવારણ કરો. ॥ ૯ ॥

**आरुह्याश्वममर्त्यदत्तमवनौ निस्त्रिंशपाणिश्चरन्**
**कल्की पापिनराधिपांश्च बहुशो हत्वाऽवसाने कलेः ।**
**धर्मं स्थापयिता विशुद्धमखिलं यः स्वाङ्गसङ्गानिल-**
**स्पर्शोच्छिन्नकुबुद्धिरेष हरतात्कष्टं समग्रं हरिः ॥ १० ॥**

જે શ્રીહરિ, કલિયુગમાં અંતસમયે કલ્કિરૂપ ધારણ કરીને દેવોએ આપેલા અશ્વ ઉપર વિરાજમાન થઇને હાથમાં તરવાર લઇને પૃથ્વીમાં વિચરીને બહુ મ્લેચ્છ-પ્રાય રાજાઓનો નાશ કરીને પોતાના અંગના સ્પર્શવાળા વાયુના સ્પર્શથી લોકોની કુમતિનો નાશ કરીને વિશુદ્ધ સમગ્ર વર્ણાશ્રમ ધર્મનું સ્થાપન કરશે. તે આ શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ નિવારણ કરો. ॥ ૧૦ ॥

**स्तोत्रस्य श्रवणाद्दशाकृतिधृतः स्यान्नास्य पाठाच्च भी-**
**स्तोयार्त्तेर्निरयार्त्तितोऽसुरगणाद्व्याघ्रादितो दुःस्थलात् ।**
**राजभ्यश्च कदध्वतो रिपुगणादज्ञानतोऽथो कले-**
**र्देहान्ते सुगतिर्नृणां करुणया स्याद्दीनबन्धोर्हरेः ॥ ११ ॥**

મત્સ્યાદિ દશાકૃતિને ધારણ કરનારા શ્રીહરિના આ સ્તોત્રના શ્રવણ પઠન કરવાથી જળસંબંધી પીડાનો ભય ન થાય, નરક દુઃખનો ભય ન થાય, અસુરગણનો

ભય ન થાય, વ્યાઘ્રાદિક હિંસક જંતુઓનો ભય ન થાય, દુર્ગમસ્થાનમાં જવા થકી ભય ન થાય, દુષ્ટ રાજાઓથકી ભય ન થાય, કુમાર્ગગમનથી ભય ન થાય, શત્રુગણથી ભય ન થાય, અજ્ઞાનથકી ભય ન થાય, કલિયુગથી ભય ન થાય. ( એવી રીતે મત્સ્યાદિ દશાવતારના અનુક્રમથી દશ ફળ જાણવાં ) વળી દીનજનના એક નાથ એવા શ્રીહરિની કરૂણાથી આ સ્તોત્રનું શ્રવણ પઠન કરનારા જનોને દેહને અંતે ભગવદ્ધામની પ્રાપ્તિ થાય. ॥ ૧૧ ॥

सङ्कटहर–दशावतारस्तोत्रं समाप्तम् ।



# अथ प्रातःस्मरणम् ।

**ब्राह्मे मुहूर्ते शयनं विहाय निजस्वरूपं हृदि चिन्तयित्वा । स्नातं विशुद्धं प्रचुराभिरद्भिः श्रीनीलकण्ठं हृदि चिन्तयामि ॥ १ ॥**

બ્રાહ્મ મુહૂર્તમાં શયન ત્યજીને સ્વસ્વરૂપનું હૃદયમાં ધ્યાન કરીને બહુ જળથી સ્નાન કરીને શુદ્ધ થએલા એવા શ્રીનીલકંઠવર્ણિનું હું હૃદયમાં ધ્યાન કરૂં છું. ॥૧॥

**श्वेतं च सूक्ष्मं परिधाय वासः सितं द्वितीयं वसनं वसित्वा । चतुष्कपीठाद्द्रुतमुत्तरन्तं श्रीनीलकण्ठं० ॥ २ ॥**

સૂક્ષ્મ શ્વેત વસ્ત્ર પહેરીને બીજું શ્વેત વસ્ત્ર ઓઢીને બાજોઠ ઉપરથી જલદી હેઠે ઉતરતા એવા શ્રી૦ ॥ ૨ ॥

**आशूपविश्यामलनैजपीठे विधाय सन्नैष्ठिककर्म नित्यम् । नारायणं मालिकया स्मरन्तं श्रीनीलकण्ठं० ॥ ३ ॥**

પછી તુરત પોતાના પવિત્ર બાજોઠ ઉપર બેસીને નૈષ્ઠિકવર્ણિએ કરવા યોગ્ય સન્ધ્યાદિ નિત્યકર્મ કરીને માલિકાથી શ્રીનારાયણનું સ્મરણ કરતા એવા શ્રી૦ ॥૩॥

**सुगन्धिना केसरचन्दनेन सन्मल्लिकाचम्पकपुष्पहारैः । सम्पूज्यमानं निजभक्तवर्यैः श्रीनीलकण्ठं० ॥ ४ ॥**

પોતાના એકાંતિક ભક્તોએ સુગંધિમાન્ કેસરચંદનથી અને ઉત્તમ મોગરા ચંપાના પુષ્પહારોથી પૂજા કરેલા એવા શ્રી૦ ॥ ૪ ॥

**कर्णे दधानं कुसुमावतंसं शिरःपटे कौसुमशेखरालिम् ।**
**कण्ठे च नानाविधपुष्पहारान् श्रीनीलकण्ठं० ॥ ५ ॥**

કર્ણમાં પુષ્પના ગુચ્છ, પાઘમાં પુષ્પના તોરાની પંક્તિ અને કંઠમાં નાના પ્રકારના પુષ્પોના હારોને ધારણ કરનારા એવા શ્રી૦ ॥ ૫ ॥

**भक्ष्यैश्च भोज्यैः सह लेह्यचोष्यैर्दृष्ट्वा पुरो भोजनभाजनं च ।**
**पूरीमदन्तं च ससूपभक्तं श्रीनीलकण्ठं० ॥ ६ ॥**

પોતાની આગળ ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્યથી ભરેલું ભોજનપાત્ર જોઇને તેમાંથી ફક્ત પુરી, ભાત દાળને જમતા એવા શ્રી૦ ॥ ૬ ॥

**भक्तैरनेकैर्मुनिभिर्गृहस्थैर्वृतं सभायां भगणैरिवेन्दुम् ।**
**सहासवक्त्राम्बुजचारुनेत्रं श्रीनीलकण्ठं० ॥ ७ ॥**

તારાગણથી વિંટાએલા ચન્દ્રમાની પેઠે અનેક મુનિ ગૃહસ્થ ભક્તોથી સભામાં વિંટાએલા અને મંદહાસે યુક્ત મુખકમળ જેનું છે અને કમળપત્ર સરખાં સુંદર નેત્ર જેનાં છે એવા શ્રી૦ ॥ ૭ ॥

**निःसीमकारुण्यसुधामयेन विलोकनेनातिमुदा स्वभक्तम् । बद्धाञ्जलिं दीनमवेक्षमाणं श्रीनीलकण्ठं० ॥ ८ ॥**

પોતાની આગળ હાથ જોડીને ઉભા રહેલા પોતાના ભક્તને અતિ ઉત્સાહથી નિરવધિ કરૂણામય અમૃતદૃષ્ટિથી જોતા એવા શ્રી૦ ॥ ૮ ॥

---

**प्रातः स्मरामि हरिकृष्णमुखारविन्दं बिम्बाधरं स्मितसुधाहृतविश्वतापम् । कारुण्यपूर्णनयनं शुभनासिकाढ्यं पुण्ड्राढ्यभालमवतंसलसत्कपोलम् ॥ १ ॥**

પ્રાતઃકાળમાં શ્રીહરિકૃષ્ણ મહારાજના મુખારવિંદનું હું સ્મરણ કરૂંછું. જે મુખારવિંદ, બિમ્બ (પાકું ઘીલોડું) સમાન રક્ત ઓષ્ઠવાળું, મંદહાસરૂપી અમૃતથી સર્વભક્તોના ત્રિવિધ તાપને હરનારૂં, કરૂણાથી ભરપુર નેત્રવાળું, સુંદર નાસિકાવાળું ઉર્ધ્વપુંડ્રથી શોભાયમાન લલાટવાળું અને ગુચ્છથી શોભાયમાન કપોલવાલું છે. ॥ ૧ ॥

**प्रातः श्रये वृषजनेर्भुजदण्डयुग्मं संसारसिन्धुपतिताश्रयणीयमेकम् । आजानुलम्बितवराभयदं मनोज्ञं संस्थापकं स्वसुतयोश्च निजाकृतीनाम् ॥ २ ॥**

પ્રાતઃકાળમાં ધર્મપુત્ર શ્રીહરિના બે ભુજદંડનો હું ધ્યાનમાં આશ્રય કરૂંછું. જે ભુજદંડ, સંસારસાગરમાં પડેલા પ્રાણિઓએ અવશ્ય આશ્રય કરવા યોગ્ય, જાનુપર્યંત લંબમાન, ભક્તોને વર અને અભય આપનારા, મનોહર, પોતાના પુત્ર (અયોધ્યાપ્રસાદ રઘુવીર)ને પોતાના આચાર્યપદમાં સ્થાપન કરનારા અને મંદિરોમાં પોતાની લક્ષ્મીનારાયણાદિક મૂર્ત્તિઓને સ્થાપન કરનારા છે. ॥ ૨ ॥

**प्रातर्नमामि हरिकृष्णपदारविन्दे तीर्थीकृतावनितले हृदयावधार्ये । वज्राङ्कुशध्वजयवाम्बरगोष्पदोर्ध्वरेखाङ्किते नखविधुक्षतहृद्गतान्धे ॥ ३ ॥**

પ્રાતઃકાળમાં શ્રીહરિકૃષ્ણ મહારાજના ચરણારવિંદને હું નમસ્કાર કરૂંછું. જે ચરણારવિંદ, આ અવનિતળને તીર્થરૂપ કરનારૂં અને વજ, અંકુશ, ધ્વજ, યવ, વ્યોમ, ગોપદ અને ઉર્ધ્વરેખા આદિક ચિહ્નોથી ચિહ્નિત અને નખરૂપી ચંદ્રથી ભક્તજનના હૃદયમાં રહેલા અજ્ઞાનરૂપ અંધકારને નાશ કરનારૂં માટેજ હૃદયમાં ધ્યાન કરવા યોગ્ય છે. ॥ ૩ ॥

**प्रातः शिखान्तहरिकृष्णतनुं घनाभां ध्यायामि सज्जन-सभान्तरराजमानाम् । सप्रान्तशेखरशिरःपटमादधानां श्रीवत्सकौस्तुभसिताम्बरभूषणाढ्याम् ॥ ४ ॥**

પ્રાતઃકાળમાં શ્રીહરિકૃષ્ણ મહારાજની મૂર્ત્તિનું નખશિખાપર્યંત હું ધ્યાન કરૂંછું. જે મૂર્ત્તિ, મેઘને સમાન શ્યામ વર્ણવાળી, સંત હરિજનોની સભાના મધ્યભાગમાં વિરાજમાન, પ્રાંતભાગમાં તોરાએ યુક્ત શિરઃપટ (પાઘ) ને ધારણ કરનારી અને શ્રીવત્સ, કૌસ્તુભમણિ, શ્વેતવસ્ત્રો અને આભૂષણોને ધારણ કરનારી છે. ॥ ૪ ॥

---

# श्रीराधिकाकृष्णाष्टकम् ।



**नवीनजीमूतसमानवर्णं रत्नोल्लसत्कुण्डलशोभिकर्णम् । महाकिरीटाग्रमयूरपर्णं श्रीराधिकाकृष्णमहं नमामि ॥१॥**

નવીન મેઘને સમાન શ્યામ વર્ણ જેનો છે, રત્ન-

જડિત ચળકતાં કુંડળોથી શોભાયમાન કર્ણ જેના છે. અને મહામુકુટના અગ્રભાગમાં મોરનાં પિછાંને ધારણ કરનારા એવા શ્રીરાધિકા યુક્ત શ્રીકૃષ્ણને હું નમસ્કાર કરૂંછું. ॥ ૧ ॥

निधाय पाणिद्वितयेन वेणुं निजाधरे शेखरयातरेणुम् ।
निनादयन्तं च गतौ करेणुं श्रीराधिकाकृष्णमहं० ॥ २ ॥

પુષ્પના તોરામાંથી રજ:કણ જેની ઉપર પડેછે એવા વેણુને બે હાથથી પોતાના અધર ઉપર રાખીને નિરંતર વગાડતા અને ગજસમાન ગતિ કરનારા એવા શ્રી० ॥ ૨ ॥

विशुद्धहेमोज्ज्वलपीतवस्त्रं हतारियूथं च विनापि शस्त्रम् ।
व्यर्थीकृतानेकसुरद्विडस्त्रं श्रीराधिकाकृष्णमहं० ॥ ३ ॥

શુદ્ધ સુવર્ણ સરખાં ઉજ્જવળ પીતાંબરને ધારણ કરનારા, શસ્ત્ર વિના પણ પૂતનાદિ શત્રુઓના યૂથને નાશ કરનારા અને દૈત્યોનાં અનેક અસ્ત્રોને વ્યર્થ કરનારા એવા શ્રી० ॥ ૩ ॥

अधर्मतिष्यार्दितसाधुपालं सद्धर्मवैरासुरसङ्घकालम् ।
पुष्पादिमालं व्रजराजबालं श्रीराधिकाकृष्णमहं० ॥ ४ ॥

અધર્મ અને કલિયુગથી પીડા પામેલા સાધુઓનું પાલન કરનારા, સત્પુરૂષ અને ધર્મ સાથે સહજ વૈરવાળા અસુરસંઘનો નાશ કરનારા, પુષ્પાદિકની માળાઓને ધારણ કરનારા અને વ્રજના રાજા-નંદજીના પુત્ર એવા શ્રી० ॥ ૪ ॥

**गोपीप्रियारम्भितरासखेलं रासेश्वरीरञ्जनकृत्प्रहेलम् ।**
**स्कन्धोल्लसत्कुङ्कुमचिह्नचेलं श्रीराधिकाकृष्णमहं० ॥ ५ ॥**

ગોપીઓની પ્રસન્નતા માટે રાસખેલને આરંભનારા, રાસેશ્વરી રાધાની રંજનતા માટે પ્રીત્યાદિ ભાવજનક ક્રિયાઓ કરનારા અને ખભા ઉપર શોભાયમાન કુંકુમચિહ્નિત ખેસને ધારણ કરનારા એવા શ્રી० ॥ ૫ ॥

**वृन्दावने प्रीततया वसन्तं निजाश्रितानापद उद्धरन्तम् ।**
**गोगोपगोपीरभिनन्दयन्तं श्रीराधिकाकृष्णमहं० ॥ ६ ॥**

વૃન્દાવનમાં પ્રીતિથી નિવાસ કરતા, પોતાના આશ્રિતોને આપત્તિમાંથી ઉદ્ધાર કરતા અને ગાયો, ગોપ, ગોપીઓને આનંદ ઉપજાવતા એવા શ્રી० ॥ ૬ ॥

**विश्वद्विषन्मन्मथदर्पहारं संसारिजीवाश्रयणीयसारम् ।**
**सदैव सत्पूरुषसौख्यकारं श्रीराधिकाकृष्णमहं० ॥ ७ ॥**

સમર્થ જગતના શત્રુરૂપ કામદેવનો ગર્વ હરનારા, સંસારિજીવોએ આશ્રય કરવા યોગ્ય સાર (બળ) જેનું છે અને નિરંતર સત્પુરૂષોને સુખ આપનારા એવા શ્રી૦ ॥ ૭ ॥

**आनन्दितात्मव्रजवासितोकं नन्दादिसंदर्शितदिव्यलोकम् ।**
**विनाशितस्वाश्रितजीवशोकं श्रीराधिकाकृष्णमहं० ॥ ८ ॥**

પોતાના વ્રજવાસિ બાળકોને આનંદ પમાડનારા, નંદજી વિગેરેને દિવ્યલોક બતાવનારા અને પોતાના આશ્રિત જીવોનો શોક નાશ કરનારા એવા શ્રી૦ ॥ ૮ ॥

# प्रार्थना ।

**निर्विकल्प उत्तम अति निश्चय[1] तव घनश्याम ।**
**माहात्म्यज्ञानयुत भक्ति[2] तव एकांतिक सुखधाम ॥१॥**
**मोहिमें तव भक्तपनो तामे कोइ प्रकार ।**
**दोष[3] न रहे कोइ जातको सुनियो धर्मकुमार ॥ २ ॥**
**तुमारो तव हरिभक्तको द्रोह[4] कबु नहि होय ।**
**एकांतिक तव दासको दिजे समागम मोय ॥ ३ ॥**

नाथ निरंतर दर्श तव तव दासनको दास ।
एहि मागुं करी विनय हरि सदा राखियो पाँस ॥४॥
हे कृपालो! हे भक्तपते! भक्तवत्सल! सुनो बात ।
दयासिन्धो! स्तवन करी मागुं वस्तु सात ॥ ५ ॥
सहजानन्द महाराजके सब सत्संगी सुजाण ।
ताकुं होय दृढ वर्तनो शिक्षापत्री प्रमाण ॥ ६ ॥
सो पत्रीमें अतिबडे नियम एकादश जोय ।
ताकी विक्ति करत हुं सुनियो सब चित्त प्रोय ॥ ७ ॥
[1]हिंसा न करनी जन्तुकी [2]परत्रियासंगको त्याग ।
[3]मांस न खावत [4]मद्यकूं पीवत नहि बडभाग्य ॥ ८ ॥
[5]विधवाकुं स्पर्शत नहि करत न [6]आत्मघात ।
[7]चोरी न करनी काहुंकी [8]कलंक न कोइकुं लगात ॥९॥
[9]निंदत नहि कोय देवकुं बिन [10]खंपतो नहि खात ।
विमुख जीवके बदनसें [11]कथा सुनी नहि जात ॥१०॥
एही धर्मके नियममें बरतो सब हरिदास ।
भजो श्रीसहजानन्दपद छोडी ओर सब आश ॥११॥
रही एकादश नियममें करो श्रीहरिपद प्रीत ।
प्रेमानन्द कहे धाममें जाओ निःशंक जगजीत ॥१२॥

## राग गोडी ।

સંતસમાગમ કીજે, હો નિશદિન સંતસમાગમ કીજે,
માન તજી સંતનકે મુખસેં, પ્રેમ સુધારસ પીજે. ૧
અંતર કપટ મેટકે અપના, લે ઉનકું મન દીજે. ૨
ભવદુઃખ ટળે બળે સબ દુષ્કૃત, સબ વિધિ કારજસીજે.
બ્રહ્માનંદ કહે સંતનકી સોબત, જન્મ સફળ કરીલીજે.

---

પ્રકટ પ્રમાણ હરિને, ભજ મન પ્રકટ પ્રમાણ હરીને.
કામ ક્રોધ મદ લોભ તજીને, દૃઢ ઉર ટેક ધરીને. ભ. ૧
ગર્ભવાસનું સંકટ પ્રાણી, જાઈશમાં વિસરીને.
કુબુદ્ધિ કુડકપટ પરહરજે, ભરજે પાવ ડરીને. ભ. ૨
માલ મલક સર્વે મેલીને, જાવું જરૂર મરીને.
જાઈશમાં જમરાને આગે, ઝાઝો ભાર ભરીને. ભ. ૩
ભવદુઃખ ટળે મીટે સર્વ ભ્રમણા, સંતનો સંગ કરીને.
બ્રહ્માનંદ કહે આવો અવસર, નહી પામીશ ફરીને. ૪

---

ગીરધારીરે સખી ગીરધારી, મારે નીરભય. અખુટ નાણુ.
ખરચ્યું ના ખુટે એને ચોર ના લુંટે;
દામની પેઠે એ ગાંઠે બાંધ્યું ના છુટે. ગી. ૧

અનગણ નાણુ સંચી અંતે નીરધનીયાં જાએ;
તેની પેઠ નીરભય નાણું દુર ના થાએ. ગી. ૨
સંપત વિપત સર્વે સુપનુ નાણું;
હરિના ચરણની સેવા પૂરણ ભાગ્ય પરમાણું. ગી. ૩
મુક્તાનંદકે મોહન વરને ઉરમાં ધારી;
હવે દુ:ખને દારિદ્ર થકી થઈ હું ન્યારી. ગી. ૪

---

## सन्ध्या आरती ।

જય સદ્ગુરૂ સ્વામી જય સદ્ગુરૂ સ્વામી;
સહજાનંદ દયાળો બલવંત બહુ નામી. જય૦ ૧
ચરણ સરોજ તમારાં વંદુ કર જોડી;
ચરણે ચિત્ત ધર્યાથી દુ:ખ નાખ્યાં તોડી. જય૦ ૨
નારાયણ નરભ્રાતા દ્વિજકુળ તનુ ધારી;
પામર પતિત ઓધાર્યા અગણિત નરનારી. જય૦ ૩
નિત્ય નિત્ય નૌત્તમ લીલા કરતા અવિનાશી;
અડસઠ તીરથ ચરણે કોટી ગયા કાશી. જય૦ ૪
પુરૂષોત્તમ પ્રકટનું જે દર્શન કરશે;
કાલ કરમથી છુટી કુટુંબ સહિત તરશે. જય૦ ૫
આ અવસર કરૂણાનિધિ કરૂણા બહુ કીધી;
મુક્તાનંદ કહે મુક્તિ સુગમ કરી સિદ્ધી. જય૦ ૬

# धुन्य ।

राम कृष्ण गोविन्द जय जय गोविन्द !
हरे राम गोविन्द जय जय गोविन्द !
नारायण हरे श्रीमन्नारायण हरे !
श्रीमन्नारायण हरे, श्रीमन्नारायण हरे !
कृष्णदेव हरे जय जय कृष्ण देव हरे !
जय जय कृष्ण देव हरे; जय जय कृष्ण देव हरे !
वासुदेव हरे जय जय वासुदेव हरे !
जय जय वासुदेव हरे; जय जय वासुदेव हरे !
वासुदेव गोविन्द जय जय वासुदेव गोविन्द !
जय जय वासुदेव गोविन्द; जय जय वासुदेव गोविन्द !
राधे गोविन्द जय राधे गोविन्द !
वृन्दावन चंद्र जय राधे गोविन्द !
माधव मुकुन्द जय माधव मुकुन्द !
आनन्दकन्द जय माधव मुकुन्द !
स्वामिनारायण ! स्वामिनारायण ! स्वामिनारायण !

## श्रीहरिलीलाचिन्तामणि-गरबी।

પ્રથમ શ્રીહરિને રે, ચરણે શીશ નમાવું;
નૌત્તમ લીલા રે, નારાયણની ગાવું. ૧
મોટા મુનિવર રે, એકાગ્ર કરી મનને;
જેને કાજે રે, સેવે જાઈ વનને. ૨
આસન સાધી રે, ધ્યાન ધરીને ધારે;
જેની ચેષ્ટા રે, સ્નેહ કરી સંભારે. ૩
સહજ સ્વાભાવિક રે, પ્રકૃતિ પુરૂષોત્તમની;
સુણતાં સજની રે, બ્હીક મટાડે જમની. ૪
ગાવું હેતે રે, હરિનાં ચરિત્ર સંભારી;
પાવન કરજ્યો રે, પ્રભુજી બુદ્ધિ મારી. ૫
સહજ સ્વભાવે રે, બેઠા હોય હરિ જ્યારે;
તુલસીની માળા રે, કર લઈ ફેરવે ત્યારે. ૬
રમુજ કરતાં રે, રાજીવ નેણ રૂપાળા;
કોઈ હરિજનની રે, માગી લેઇને માળા. ૭
બેવડી રાખી રે, બબે બબે મણકા જોડે;
ફેરવે તાણી રે, કઇક માયા તોડે. ૮
વાતો કરે રે, રમુજ કરીને હસતાં;
ભેળી કરી રે, માળા કરમાં ઘસતાં. ૯
ક્યારેક મિંચી રે, નેત્ર કમળને સ્વામી;
પ્રેમાનંદ કહે રે, ધ્યાન ધરે બહુનામી. ૧૦ ॥૧॥

સાંભળ સૈયર રે, લીલા નટનાગરની;
સુણતાં સુખડું રે, આપે સુખસાગરની. ૧
નેત્ર કમળને રે, રાખી ઉઘાડાં ક્યારે;
ધ્યાન ધરીને રે, બેસે જીવન બારે. ૨
ક્યારેક ચમકી રે, ધ્યાન કરતાં જાગે;
જોતાં જીવન રે, જન્મમરણ દુઃખ ભાગે. ૩
પોતા આગળ રે, સભા ભરાઈ બેસે;
સંત હરિજન રે, સામું જોઈ રહે છે. ૪
ધ્યાન ધરિને રે, બેઠા હોય હરિ પોતે;
સંત હરિજન રે, તૃપ્ત ન થાયે જોતે. ૫
સાધુ કીર્ત્તન રે, ગાયે વજાડી વાજા;
તેમને જોઈ રે, મગન થાયે મહારાજા. ૬
તેમની ભેળા રે, ચપટી વજાડી ગાયે;
સંત હરિજન રે, નિરખી રાજી થાયે. ૭
ક્યારેક સાધુ રે, ગાય વજડી તાળી;
ભેળા ગાય રે, તાળી દઈ વનમાળી. ૮
આગળ સાધુ રે, કીર્તન ગાય જયારે;
પોતા આગળ રે, કથા વંચાય ત્યારે. ૯
પોતે વારતા રે, કરતા હોય બહુનામી;
ખસતા આવે રે, પ્રેમાનંદના સ્વામી. ૧૦ ॥૨॥

મનુષ્ય લીલા રે, કરતા મંગળકારી;
ભક્તસભામાં રે, બેઠાભવભયહારી. ૧
જેને જોતાં રે જાયે જગ આસક્તિ;
જ્ઞાન વૈરાગ્ય રે, ધર્મ સહિત જે ભક્તિ. ૨
તે સંબંધી રે, વાર્ત્તા કરતા ભારી;
હરિ સમઝાવે રે, નિજ જનને સુખકારી. ૩
યોગને સાંખ્ય રે, પંચરાત્ર વેદાંત;
એ શાસ્ત્રનો રે, રહસ્ય કહે કરી ખાંત. ૪
જ્યારે હરિજન રે, દેશ દેશના આવે;
ઉત્સવ ઉપર રે, પૂજા બહુવિધ લાવે. ૫
જાણી પોતાના રે, સેવક જન અવિનાશી;
તેમની પૂજા રે, ગ્રહણ કરે સુખરાશી. ૬
ભક્ત પોતાના રે, તેને શ્યામ સુજાણ;
ધ્યાન કરાવી રે, ખેંચે નાડી પ્રાણ. ૭
ધ્યાનમાંથી રે, ઉઠાડે નિજ જનને;
દેહમાં લાવે રે, પ્રાણ ઇન્દ્રિય મનને. ૮
સંત સભામાં રે, બેઠા હોય અવિનાશી;
કોઈ હરિજનને રે, તેડવો હોય પાસ. ૯
પહેલી આંગળી રે, નેત્ર તણી કરી સાન;
પ્રેમાનંદ કહે રે, સાન કરે ભગવાન. ૧૦ ॥૭॥

મોહનજીની રે, લીલા અતિ સુખકારી;
આનંદ આપે રે, સુણતાં ન્યારી ન્યારી. ૧
ક્યારેક વાતો રે, કરે મુનિવર સાથે;
ગુચ્છ ફુલાંના રે, ચોળે છે બે હાથે. ૨
શીતળ જાણી રે, લીંબુ હાર ગુલાબી;
તેને રાખે રે, આંખ્યો ઉપર દાબી. ૩
ક્યારેક પોતે રે, રાજીપામાં હોયે;
વાતો કરે રે, કથા વંચાયે તોયે. ૪
સાંભળે કીર્ત્તન રે, પોતે કાંઈક વિચારે;
પુછવા આવે રે, જમવાનું કોઈ ત્યારે. ૫
હાર ચઢાવે રે, પૂજા કરવા આવે;
તેના ઉપર રે, બહુ ખીજી રીસાવે. ૬
કથા સાંભળતાં રે, હરે હરે કહી બોલે;
મરમ કથાનોરે, સુણી મગન થઈ ડોલે. ૭
ભાન કથાને રે, બીજી ક્રિયા માંહ્યે;
ક્યારે અચાનક રે, જમતાં હરે બોલાયે. ૮
થાયે સ્મૃતિ રે; પોતાને જ્યારે તેની;
થોડુક હસે રે, ભક્ત સામું જોઈ એની. ૯
એમ હરિ નિત્ય નિત્ય રે, આનંદરસ વરસાવે;
એ લીલારસ રે, જોઈ પ્રેમાનંદ ગાવે. ૧૦ ॥૪॥

સાંભળ સજની રે; દિવ્ય સ્વરૂપ મુરારી;
કરે ચરિત્ર રે, મનુષ્ય વિગ્રહ ધારી. ૧
થયા મનોહર રે, મોહન મનુષ્ય જેવા;
રૂપ અનુપમ રે, નિજ જનને સુખ દેવા. ૨
ક્યારેક ઢોલિયે રે, બેસે શ્રીઘનશ્યામ;
ક્યારેક બેસે રે, ચાકળે પૂરણકામ. ૩
ક્યારેક ગોદડું રે, ઓછાડે સહીત;
પાથર્યું હોયે રે, તે પર બેસે પ્રીતે. ૪
ક્યારેક ઢોલીયા રે, ઉપર તકીયો ભાળી;
તેપર બેસે રે, શ્યામ પલાંઠી વાળી. ૫
ઘણુંક બેસે રે, તકીયે ઓઠીંગણ દઇને;
ક્યારેક ગોઠણ રે, બાંધે ખેસ લઇને. ૬
ક્યારેક રાજી રે, થાય અતિરો આલી;
સંત હરિજનને રે, ભેટે બાથમાં ઘાલી. ૭
ક્યારેક માથે રે, મેલે લઈ બે હાથ;
છાતી માંહે રે, ચરણકમળ દે નાથ. ૮
ક્યારેક આપે રે, હાર તોરા ગીરધારી;
ક્યારેક આપે રે, અંગનાં વસ્ત્ર ઉતારી. ૯
ક્યારેક આપે રે, પ્રસાદીના થાળ:
પ્રેમાનંદ કહે રે, ભક્તતણા પ્રતિપાળ. ૧૦ ॥ ૫ ॥

એવાં કરે રે, ચરિત્ર પાવનકારી;
શુકજી સરખા રે, ગાવે નિત્ય સંભારી. ૧
ક્યારેક જીભને રે, દાંત તળે દબાવે;
ડાબે જમણે રે, પડખે સહજ સ્વભાવે. ૨
છીંક જ્યારે આવે રે, ત્યારે રૂમાલ લઇને;
છીંક ખાયે રે, મુખ પર આડો દઇને, ૩
રમુજ આણી રે, હસે અતિ ઘનશ્યામ;
મુખપર આટો રે, રૂમાલ દઈ સુખધામ. ૪
ક્યારેક વાતો રે, કરતા થકા દેવ;
છેડે રૂમાલને રે, વળ દીધાની ટેવ. ૫
અતિ દયાળુ રે, સ્વભાવ છે સ્વામીનો;
પરદુઃખહારી રે, વારી બહુ નામીનો. ૬
કોઇને દુઃખીયો રે, દેખી ન ખમાયે;
દયા આણી રે, અતિ આકળા થાયે. ૭
અન્ન ધન વસ્ત્ર રે, આપીને દુઃખ ટાળે;
કરૂણાદૃષ્ટિ રે, દેખી વાનજ વાળે. ૮
ડાબે ખભે રે, ખેસ આડસોડે નાખી;
ચાલે જમણા રે, કરમાં રૂમાલ રાખી. ૯
ક્યારેક ડાબો રે, કર કેડ ઉપર મેલી;
ચાલે વહાલો રે, પ્રેમાનંદનો હેલી. ૧૦ ॥ ૬ ॥

નિત્ય નિત્ય નૌત્તમ રે, લીલા કરે હરિરાય;
ગાતાં સુણતાં રે, હરિજન રાજી થાય. ૧
સહજ સ્વભાવે રે, ઉતાવળા બહુ ચાલે;
હેત કરીને રે, બોલાવે બહુ વહાલે. ૨
ક્યારેક ઘોડલે રે, ચ્હડવું હોય ત્યારે;
ક્યારેક સંતને રે, પીરસવા પધારે. ૩
ત્યારે ડાબે રે, ખભે ખેસને આણી;
ખેસને બાંધે રે, કેડ સંઘાતે તાણી. ૪
પીરસે લાડુ રે, જલેબી ઘનશ્યામ;
જણસ જમ્યાની રે, લેઈ લેઈ તેનાં નામ. ૫
ફરે પંગતમાં રે, વારંવાર મહારાજ;
સંત હરિજનને રે, પીરસવાને કાજ. ૬
શ્રદ્ધાભક્તિ રે, અતિ ઘણી પીરસતાં;
કોઈના મુખમાં રે, આપે લાડુ હસતાં. ૭
પાછલી રાત્રિ રે, ચાર ઘડી રહે ત્યારે;
દાતણ કરવા રે, ઉઠે હરિ તે વારે. ૮
ન્હાવા બેસે રે, નાથ પલાંઠી વાળી;
કર લઈ કલાશયો રે, જળ ઢોળે વનમાળી. ૯
કોરે વસ્ત્રે રે, કરી શરીરને લુવે;
પ્રેમાનંદ કહે રે, હરિજન સર્વે જુવે. ૧૦ ॥ ૭ ॥

રૂડા લાગે રે, નાહીને ઉભા હોવે;
વસ્ત્ર પહેરેલું રે, સાથળ વચ્ચે નીચોવે. ૧
પગ સાથળને રે, લુહીને સારંગપાણી;
કોરા ખેસને રે, પહેરે, સારીપેઠ તાણી. ૨
ઓઢી ઉપરણી રે, રેશમી કોરની વહાલે;
આવે જમવા રે, ચાખડીયે ચઢી ચાલે. ૩
માથે ઉપરણી રે, ઓઢી બેસે જમવા;
કાન ઉઘાડા રે, રાખે મુજને ગમવા. ૪
જમતાં ડાબા રે, પગની પલાંઠી વાળી;
તેપર ડાબો રે, કર મેલે વનમાળી. ૫
જમણા પગને રે, રાખી ઉભો શ્યામ:
તેપર જમણો રે, કર મેલે સુખધામ. ૬
રૂડી રીતે રે, જમે દેવના દેવ;
વારે વારે રે, પાણી પીધાની ટેવ. ૭
જણસ સવાદુ રે, જણાયે જમતાં જમતાં;
પાસે હરિજન રે, બેઠા હોય મનગમતાં. ૮
તેને આપી રે, પછી પોતે જમે;
જમતાં જીવન રે, હરિજનને મન ગમે. ૯
ફેરવે જમતાં રે, પેટ ઉપર હરિ હાથ;
ઓડકાર ખાયે રે, પ્રેમાનંદના નાથ. ૧૦ ॥ ૮ ॥

ચળુ કરે રે, મોહન ત્રપત થઇને;
દાંતને ખોતરે રે, સળી રૂપાની લઇને. ૧
મુખવાસ લઇને રે, ઢોલિયે વિરાજે;
પૂજા કરે રે, હરિજન હેતે ઝાઝે. ૨
પાંપણ ઉપર રે, આંટો લઈ અલબેલો;
ફેંટો બાંધે રે, છોગું મેલી છેલો, ૩
વર્ષા રૂતુને રે, શરદ રૂતુને જાણી;
ઘેલાં નદીનાં રે, નિરમલ નીર વખાણી, ૪
સંત હરિજનને રે, સાથે લઈ ઘનશ્યામ;
ન્હાવા પધારે રે, ઘેલે પૂરણકામ. ૫
બહુ જળ ક્રીડા રે, કરતા જળમાં ન્હાય;
જળમાં તાળી રે, દઇને કીર્તન ગાય. ૬
ન્હાઇને બારે રે, નિસરી વસ્ત્ર પહેરી;
ઘોડે બેસી રે, ઘેર આવે રંગલહેરી. ૭
પાવન જશને રે, હરિજન ગાતા આવે;
જીવન જોઈ રે, આનંદ ઉર ન સમાવે. ૮
ગઢપુરવાસી રે, જોઇને જગઆધાર;
સુફલ કરે છે રે, નેણાં વારમવાર. ૯
આવી વિરાજે રે, ઓસરીએ બહુનામી;
ઢોલિયા ઉપર રે, પ્રેમાનંદના સ્વામી. ૧૦ ॥૯॥

નિજ સેવકને રે, સુખ દેવાને કાજ;
પોતે પ્રગટ્યા રે, પુરૂષોત્તમ મહારાજ. ૧
ફળીયામાંહી રે, સભા કરી વિરાજે;
પૂરણશશિ રે, ઉડુગણમાં જેમ છાજે. ૨
બ્રહ્મરસ વરસી રે, ત્રપત કરે હરિજનને ?
પોઢે રાત્રે રે, જમી શ્યામ શુદ્ધ અન્નને ૩
બે આંગળીયો રે, તિલક કર્યાની પેરે;
ભાલ વચ્ચે રે, ઉભી રાખી ફેરે. ૪
સુતા સુતા રે, માળા માગી લઇને;
જમણે હાથે રે, નિત્ય ફેરવે ચિત્ત દઇને. ૫
ભુલ ન પડે રે, કેદી એવું નેમ;
ધર્મકુંવરની રે, સહજ પ્રકૃતિ એમ. ૬
ભર નિદ્રામાં રે, પોઢ્યા હોય મુનિરાય;
કોઈ અજાણે રે, લગાર અડી જાય. ૭
ત્યારે ફડકી રે, જાગે સુંદર શ્યામ;
કોણ છે પૂછે રે, સેવકને સુખધામ. ૮
એવી લીલા રે, હરિની અનંત અપાર;
મેં તો ગાઈ રે, કાંઈક મતિ અનુસાર. ૯
જે કોઈ પ્રીતે રે, શીખે સુણે ગાશે;
પ્રેમાનંદનો રે, સ્વામી રાજી થાશે. ૧૦ ॥૧૦॥

## राग गरबी ।

ઓરા આવો શ્યામ સ્નેહી, સુંદર વર જોઉં; વ્હાલા.
જતન કરીને જીવન મારા, જીવમાંહી પ્રોઉં. વ્હા. ૧
ચિહ્ન અનુપમ અંગોઅંગનાં, સુરતે સંભારૂં; વ્હા.
નખશિખ નિરખી નૌત્તમ મારા, ઉરમાં ઉતારૂં. વ્હા. ૨
અરૂણ કમળસમ જુગલ ચરણની, શોભા અતિ સારી;
ચિંતવન કરવા આતુર અતિ, મનવૃત્તિ મારી. વ્હા. ૩
પ્રથમ તે ચિંતવન કરૂ, સુંદર સોળે ચિહ્ન; વ્હા.
ઉર્ધ્વરેખા ઓપી રહી, અતિશે નવીન. વ્હા. ૪
અંગોઠા આંગળી વચ્ચેથી, નિસરીને આવી; વ્હા.
પાનીની બે કોરે જોતાં, ભક્તને મન ભાવી. વ્હા. ૫
જુગલ ચરણમાં કહું મનોહર, ચિહ્ન તેનાં નામ; વ્હા.
શુદ્ધ મને કરી સંભાળતાં, નાશ પામે કામ. વ્હા. ૬
અષ્ટકોણ ને ઉર્ધ્વરેખા, સ્વસ્તિ જાંબુ જવ; વ્હા.
વજ્ર અંકુશ કેતુ ને પદ્મ, જમણે પદે નવ. વ્હા. ૭
ત્રિકોણ કલશ ને ગોપદ સુંદર, ધનુષ ને મીન; વ્હા.
અર્ધચંદ્ર ને વ્યોમ છે સાત, ડાબે પદે ચિહ્ન. વ્હા. ૮
જમણા પગના અંગુઠાના નખમાંહી ચિહ્ન; વ્હા.
તેતો નિરખે જે કોઈ ભક્ત, પ્રીતિએ પ્રવીણ. વ્હા. ૯

એજ અંગુઠાને બારે, એક તીલ નોત્તમ ધારૂં; વહા.
પ્રેમાનંદ કહે નિરખું પ્રીતે, પ્રાણ લઈ વારૂં. ૧૦ ॥૧॥

## राग घोळ ।

હવે મારા વહાલાને નહીરે વિસારૂં રે;
શ્વાસ ઉચ્છવાસે તે નિત્ય સંભારૂં રે. ૧
પડ્યું મારે સહજાનંદજીસું પાનું રે;
હવે હું તો કેમ કરી રાખીશ છાનું રે. ૨
આવ્યું મારે હરિવર વરવાનું ટાણું રે;
એ વર ન મળે ખરચે નાણું રે. ૩
એ વર ભાગ્ય વિના નવ ભાવે રે;
એ સ્નેહ લગ્ન વિના નવ આવે રે. ૪
દુરીજન મન રે માને તેમ કહેજ્યો રે;
સ્વામી મારા રૂદીયાની ભિતર રહેજ્યો રે. ૫
હવે હુંતો પૂરણ પદવીને પામી રે;
મળ્યા મને નિષ્કુતાનંદના સ્વામી રે. ૬ ॥૧॥

## राग बीहाग ।

પોઢે પ્રભુ સકલ મુનિકે શ્યામ;
શ્રીનારાયણ દિવ્ય મૂરતી સંતનકે વિશરામ. પોઢે. ૧

અક્ષરપર આનંદઘન પ્રભુ કિયો હે ભૂપર ઠામ;
જેહી મિલત જન તરત માયા લહત અક્ષરધામ. ,, ૨
શારદ શેષ મહેશ મુનિજન જપત જેહી ગુણ નામ:
જાસ પદરજ શીષ ધરી ધરી હોત જન નિષ્કામ; ,, ૩
પ્રેમકે પર્યંકપર પ્રભુ કરત સુખ આરામ;
મુક્તાનંદ નિજ ચરણ ઢિગ ગુન ગાવત આઠું જામ. ,, ૪

## राग गरबी।

### પદ ૧.

વંદુ સહજાનંદ રસરૂપ અનુપમ સારનેરે લોલ;
જેને ભજતાં છૂટે ફંદ કરે ભવ પારનેરે લોલ. ૧
સમરૂં પ્રકટરૂપ સુખધામ અનુપમ નામનેરે લોલ;
જેને ભવ બ્રહ્માદિક દેવ ભજે તજી કામનેરે લોલ. ૨
જે હરિ અક્ષરબ્રહ્મ આધાર પાર કોઈ નવ લહેરે લોલ;
જેને શેષ સહસ્રમુખ ગાય નિગમ નેતિ કહેરે લોલ. ૩
વર્ણવું સુંદર રૂપ અનુપ જુગલ ચરણે નમીરે લોલ;
નખશિખ પ્રેમસખીના નાથ રહો ઉરમાં રમીરે લોલ. ૪

### પદ ૨.

આવો મારા મોહન મીઠડા લાલ કે જોઉં તારી મૂરતીરે;
જતન કરી રાખું રસિયારાજ વિસારૂં નહિ ઉરથીરે લો.૧

મન મારૂં મોહ્યું મોહનલાલ પાઘડલીની ભાતમાંરે લો.
આવો ઓરા છોગલાં બોસું છેલ ખાંતિલા જોઉં ખાંતમાંરે;
વહાલા તારૂં ઝળકે સુંદર ભાલ તિલક રૂડાં કર્યાંરે લો.
વહાલા તારા વામ કરણમાં તીલ તેણે મનડાં હર્યાંરે. ૩
વહાલા તારી ભ્રુકુટિને બાણે શ્યામ કાળજ મારાં કોરિયાંરે;
નેણે તારે પ્રેમસખીના નાથ કે ચિત્ત મારાં ચોરિયાંરે. ૪

## પદ ૩.

વહાલા મુને વશ કીધી વૃજરાજ વાલપ તારા વહાલમાંરે;
મન મારૂં તલખે જોવા કાજ ટીબકડી છે ગાલમાંરે. ૧
વહાલા તારી નાસિકા નમણી નાથ અધર બિંબ લાલછેરે;
છેલા મારા પ્રાણ કરૂં કુરબાણ જોયા જેવી ચાલછે રે. ૨
વહાલા તારા દંત દાડમના બીજ ચતુરાઈ ચાવતાંરે;
વહાલા મારા પ્રાણ હરોછો નાથ મીઠું મીઠું ગાવતારે. ૩
વહાલા તારે હસવે હરાણું ચિત્ત બીજું હવે નવ ગમેરે;
મન મારૂં પ્રેમસખીના નાથ કે તમ કેડે ભમે રે. લો. ૪

## પદ ૪.

રસિયા જોઈ રૂપાળી કોટ રૂડી રેખાવળીરે; લોલ.
વહાલા મારૂં મનડું મળવા ચ્હાય કે જાય ચિતડું ચળીરે.

વહાલા તારી જમની ભુજાને પાસ રૂડા તીલ ચારછે રે;
વહાલા તારા કંઠ વચે તીલ એક અનુપમ સારછે રે. ૨.
વહાલા તારા ઉરમાં વિનગુણ હાર જોઈ નેણાં ઠરે રે લો.
વહાલા તેતો જાણે પ્રેમી જન જોઈ નિત્ય ધ્યાન ધરે રે. ૩
રસિયા જોઈ તમારૂં રૂપ રસીક જન ઘેલડારે લો.
આવો વહાલા પ્રેમસખીના નાથ સુંદર વર છેલડા રે ૪

## પદ ૫.

વહાલા તારી ભુજા જુગલ જગદીશ જોઇને જાઉં વારણેરે;
કરનાં લટકાં કરતા બાલ આવોને મારે બારણેરે. લો. ૧
વહાલા તારી આંગળીયોની રેખા નખમણિ જોઇનેરે;
વહાલા મારા ચિત્તમાં રાખું ચોરી કહુ નહિ કોઇનેરે. ૨
વહાલા તારા ઉરમાં અનુપમ છાપ જોવાને જીવ આકળોરે
વહાલા મારા હૈડે હરખન માય જાણું જે હમણાં મલોરે.
વહાલા તારૂં ઉદર અતિ રસરૂપ શીતલ સદા નાથજીરે;
આવો ઓરા પ્રેમસખીના પ્રાણ મળું ભરી બાથજીરે, ૪

## પદ ૬.

વહાલા તારી મૂરતિ અતિ રસરૂપ રસિક જોઇને જીવેરે;
વહાલા એ રસના ચાખણહાર છાશ તે નવ પીએરે. ૧

વહાલા મારે સુખ સંપત તમે શ્યામ મોહન મન ભાવતારે
આવો મારે મંદિર જીવન પ્રાણ હસીને બોલાવતારે. ૨
વહાલા તારૂં રૂપ અનુપમ ગૌર મૂરતિ મનમાં ગમેરે;
વહાલા તારૂં જોબન જોવા કાજ કે ચિત્ત ચરણે નમેરે. ૩
આવો મારા રસિયા રાજીવ નેણ મરમ કરી બોલતારે;
આવો વહાલા પ્રેમસખીના સેણ મંદિર મારે ડોલતારે. ૪

## પદ ૭.

વહાલા તારૂં રૂપ અનુપમ નાથ ઉદર શોભા ઘણીરે;
ત્રિવળી જોવું સુંદર છેલ આવીને ઓરા અમ ભણીરે. ૧
વહાલા તારી નાભિ નૌત્તમ રૂપ ઉંડી અતિ ગોળછેરે;
કટિલંક જોઇને જાદવરાય મન રંગ ચોળેછેરે. ૨
વહાલા તારી જંઘા જુગલની શોભા મનમાં જોઈ રહુંરે;
વહાલા નિત્ય નિરખું પીંડીને પાની કોઇને નવ કહુંરે. ૩
વહાલા તારા ચરણકમળનું ધ્યાન ધરૂં અતિ હેતમાંરે;
આવો વહાલા પ્રેમસખીના નાથ રાખું મારા ચિતમાંરે. ૪

## પદ ૮.

વહાલા તારા જુગલ ચરણ રસરૂપ વખાણું વહાલમાંરે;
વહાલા અતિ કોમળ અરૂણ રસાળ ચોરે ચિત્ત ચાલમાંરે.

વહાલા તારે જમણે અંગોઠ તીલ કે નખમાં ચિહ્નછેરે;
વહાલા છેલી આંગળીએ તીલ એક જોવાને મન દીનછેરે.
વહાલા તારા નખની અરૂણતા જોઇને શશિકળા ક્ષીણછેરે
વહાલા રસ ચોર ચકોર જે ભક્ત જોવાને પરવીણછેરે.
વહાલા તારી ઉર્ધ્વરેખામાં ચિત્ત રહો કરી વાસનેરે;
માગે પ્રેમસખી કર જોડ દેજો દાન દાસનેરે લોલ. ૪

## થાલ ।

જમો થાલ જીવન જાઉં વારી, ધુવો કર ચરણ કરો ત્યારી
બેસો મેલ્યા બાજોઠીયા ઢાલી, કટોરા કંચનની થાલી;
જળે ભર્યાં ચંબુ ચોખાળી. જમો થાલ૦ ૧
કરી કાઠા ઘઉંની પોળી, મેલી ઘૃત સાકરમાં બોળી;
કાઢયો રસ કેરીનો ઘોળી. જમો થાલ૦ ૨
ગળ્યા સાટા ઘેબર ફુલવડી, દુધપાક માલપુવા કડી;
પૂરી પોચી થઈ છે ઘીમાં ચઢી. જમો થાલ૦ ૩
અથાણાં શાક સુંદર ભાજી, લાવીછું તરત કરી તાજી;
દહીં ભાત સાકર છે ઝાઝી. જમો થાલ૦ ૪
ચળું કરો લાવું જળઝારી, એલચી લવંગ સોપારી;
પાન બીડી બનાવી સારી. જમો થાલ૦ ૫

મુખવાસ મન ગમતા લઇને, પ્રસાદી થાળ તણી દઇને;
ભૂમાનંદ કે રાજી થઇને. જમો થાળ૦ ૬ ॥ ૧ ॥



સંવત્ ૧૮૭૬ના માગશર શુદી ૯ નવમીને દિવસ શ્રીજીમહારાજ શ્રીગઢડામધ્યે દાદાખાચરના દરબારમાં વિરાજમાન હતા અને સર્વ શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં અને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી.

પછી શ્રીજીમહારાજ બોલ્યા જે—આ સત્સંગમાં જે વિવેકી છે તેતો દિવસે દિવસે પોતાનેવિષે અવગુણને દેખે છે અને ભગવાનને સાધુ પોતાના હિતને અર્થે કઠણ વચન કહે છે તેને પોતાનાં હિતકારી માને છે અને દુઃખ નથી લગાડતો, તેતો દિવસે દિવસે સત્સંગને વિષે મોટ્યપને પામે છે. અને જે અવિવેકી છે તેતો જેમ જેમ સત્સંગ કરે છે અને સત્સંગની વાત સાંભળે છે તેમ તેમ પોતાનેવિષે ગુણ પરઠે છે અને ભગવાન ને સંત એનો દોષ દેખાડીને એની આગળ વાત કરે છે તે વાતને માને કરીને અવળી લે છે અને વાતના કરનારાનો અવગુણ લે છે તેતો દિવસે

દિવસે ઘટતો જાય છે અને સત્સંગમાં પ્રતિષ્ઠાહીન થઈ જાય છે માટે પોતાને વિષે જે ગુણનું માન તેનો ત્યાગ કરીને શૂરવીર થઇને ભગવાન ને ભગવાનના સંતને વિષે વિશ્વાસ રાખે તો એનો અવિવેક ટળી જાય છે અને સત્સંગમાં મોટ્યપને પામે છે. ॥ ઇતિ વચનામૃતમ્ ॥ પ્રથમ૦ ૬ ॥

સંવત ૧૮૭૮ના શ્રાવણ શુદી ૭ સાતમને દિવસ સ્વામી શ્રીસહજાનંદજી મહારાજ શ્રીગઢડામધ્યે દાદાખાચરના દરબારમાં શ્રીવાસુદેવનારાયણના મંદિર આગળ ઓટા ઉપર ચાકળો નંખાવીને વિરાજમાન હતા અને સર્વ શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં અને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી અને મુનિ તાલ મૃદંગ લઇને ગાવતા હતા.

પછી શ્રીજી મહારાજે નેત્રકમળની સાને કરીને તે કીર્તન રખાવીને બોલ્યા જે—જે ભગવાનના ભક્ત હોય તેને એક પતિવ્રતાનો ધર્મ રાખવો અને બીજું શૂરવીરપણું રાખવું, જેમ 'પતિવ્રતા સ્ત્રી હોય તેને પોતાનો પતિ વૃદ્ધ હોય તથા રોગી હોય તથા નિર્ધન

હોય તથા કુરૂપ હોય પણ પતિવ્રતા સ્ત્રીનું મન કોઈ બીજા પુરૂષના રૂડા ગુણ દેખીને ડોલેજ નહિ અને જો રાંકની સ્ત્રી હોય ને તે જો પતિવ્રતા હોય તો મોટો રાજા હોય તોપણ તેને દેખીને તે પતિવ્રતાનું મન ડોળેજ નહિ' એવી રીતે ભગવાનના ભક્તને પતિવ્રતાનો ધર્મ ભગવાનનેવિષે રાખવો. અને પોતાના પતિનું કોઈ ઘસાતું બોલે તે ઠેકાણે કાયર થઇને ગળી જવું નહિ અતિશય શૂરવીર થઇને જવાબ દેવો પણ પાઝપલાવની છાયામાં ભગવાનના ભક્તને દબાવું નહિ; એવી રીતે શૂરવીરપણું રાખવું. અને લોકમાં એમ કહેછે જે 'સાધુ નેતો સમદૃષ્ટિ જોઇએ' પણ એ શાસ્ત્રનો મત નથી, કેમ જે નારદસનકાદિક અને ધ્રુવ પ્રહ્લાદાદિક તેમણે ભગવાનનો ને ભગવાનના ભક્તનોજ પક્ષ રાખ્યો છે પણ વિમુખનો પક્ષ કોઇએ રાખ્યો નથી અને જે વિમુખનો પક્ષ રાખતો હશે તે આ જન્મે અથવા બીજે જન્મે જાતો જરૂર વિમુખ થશે માટે જે ભગવાનના ભક્ત હોય તેને જરૂર ભગવદીયનો પક્ષ રાખ્યો જોઇએ અને વિમુખનો પક્ષ ત્યાગ્યો જોઇએ. આ અમારી વાર્તાને સર્વે અતિ-

દૃઢ કરીને રાખજ્યો. ॥ ઇતિ વચનામૃતમ્ ॥
મધ્ય૦ ૪

સંવત્ ૧૮૮૨ ના મહા શુદી ૨ બીજને દિવસ શ્રીજીમહારાજ સાંઝને સમે શ્રીવરતાળમધ્યે શ્રીલ-ક્ષ્મીનારાયણના મંદિરમાં ઉગમણી કોરની રૂપચોકી ઉપર ગાદી તકીયાં નંખાવીને વિરાજમાન હતા અને સર્વ શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં અને પોતાના મુ-ખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભ-ક્તની સભા ભરાઇને બેઠી હતી.

પછી ઠાકોરજીની સંધ્યા આરતિ થઇ રહી ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે સાંભળો ભગવાનની વાર્તા કરીએ છીએ ને—આ જીવને જ્યારે ભરતખંડને વિષે મનુષ્ય દેહ આવેછે ત્યારે ભગવાનના અવતાર કે ભગવાનના સાધુ એ જરૂર પૃથ્વીમાં વિચરતા હોય તેની જો એ જીવને ઓળખાણ થાય તો એ જીવ ભગવાનનો ભક્ત થાયછે પછી એ ભગવાનનો ભક્ત થયો તેને ભગવાન વિના બીજા કોઇ પદાર્થનેવિષે પ્રીતિ રાખવી ઘટે નહિ શામાટે જે ભગવાનના ધામનું જે સુખ છે તેની આગળ માયિક પંચ વિ-

ષયનું સુખ છે તે તો નરક જેવું છે અને જે નરકના કીડા છે તે તો નરકને વિષે પરમ સુખ માનેછે પણ જે મનુષ્ય હોય તેતો તે નરકને પરમ દુઃખદાયી જાણેછે તેમ જેને ભગવાનની ઓળખાણ થઇ તેતો ભગવાનનો પાર્ષદ થયો ને તેને ભગવાનનો પાર્ષદ મટીને વિષ્ટાના કીડાની પેઠે માયિક પંચ વિષયના સુખને ઇચ્છવું નહિ. અને જે ભગવાનનો ભક્ત હોય તેતો જેજે મનોરથને કરે તે સર્વે સત્ય થાયછે માટે ભગવાન વિના બીજા પદાર્થને અણસમઝણે કરીને ઇચ્છેછે એજ એને મોટો અવિવેક છે તે સારૂ જે ભગવાનનો ભક્ત હોય તેને તો ચૌદે લોકનાં જે ભોગસુખ છે તેને કાકવિષ્ટા તુલ્ય જાણવા જોઇએ અને મન કર્મ વચને કરીને ભગવાનને ભગવાનના ભક્તને વિષેજ દૃઢ પ્રીતિ કરી જોઇએ અને એમ સમઝવું જોઇએ જે 'જે ભગવાનનો ભક્ત હોય ને તેને જો કદાચિત્ ભગવાન વિના બીજી વાસના રહી ગઇ હોય તો તેપણ ઇન્દ્ર પદવી પામે કાં બ્રહ્મલોકને પામે પણ પ્રાકૃત જીવની પેઠે નરક ચોરાશીમાં તો જાયજ નહિ ત્યારે જે યથાર્થ ભગ-

વાનનો ભક્ત હોય તેનો જે મહિમા ને તેનું જે સુખ તેતો વર્ણવ્યામાંજ કેમ આવે? માટે ભગવાનનો ભક્ત હોય તેનેતો ભગવાનમાંજ દૃઢ પ્રીતિ રાખવી. ઇતિ વચનામૃતમ્ ॥ ૧૨૦ ॥ ૧૯ ॥

સંવત્ ૧૮૮૪ ના શ્રાવણ શુદી ૬ છઠ્યને દિવસ શ્રીજીમહારાજ શ્રીગઢડામધ્યે દાદાખાચરના દરબારમાં ઉગમણે દ્વાર ઓરડાની ઓસરીઓ વિરાજમાન હતા અને સર્વ શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતાં અને કંઠનેવિષે પુષ્પનો હાર પહેર્યો હતો અને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી.

પછી શ્રીજીમહારાજ બોલ્યા જે—શ્રીમદ્ભાગવતમાં જેવું ભરતજીનું આખ્યાન ચમત્કારી છે તેવી તો કોઇ કથા ચમત્કારી નથી કેમ જે ભરતજીતો ઋષભદેવ ભગવાનના પુત્ર હતા અને ભગવાનને અર્થે સમગ્ર પૃથ્વીનું રાજ્ય ત્યાગ કરીને વનમાં ગયા હતાં અને ત્યાં ભગવાનનું ભજન કરતાં થકાં મૃગલીના બચ્ચાનેવિષે પોતાને હેત થયું ત્યારે તે મૃગને આકારે પોતાના મનની વૃત્તિ થઇ ગઇ પછી એવા મોટા

હતા તોપણ તે પાપે કરીને મૃગનો અવતાર આવ્યો માટે અનંત પ્રકારનાં પાપ છે પણ તે સર્વ પાપથકી ભગવાનના ભક્તને ભગવાન વિના બીજે ઠેકાણે જે હેત કરવું તે અતિમોટું પાપ છે માટે જે સમજું હોય ને તે જો એ ભરતજીની વાત વિચારે તો અંતરમાં અતિ બીક લાગે જે 'રખે ભગવાન વિના બીજે ઠેકાણે હેત થઇ જાય' એવી રીતની અતિશય બીક લાગે અને ભરતજી જ્યારે મૃગના દેહનો ત્યાગ કરીને બ્રાહ્મણને ઘેર અવતર્યા ત્યારે ભગવાન વિના બીજે ઠેકાણે હેત થઈ જાય તેની બીકે કરીને સંસારના વ્યવહારમાં ચિત્ત દીધુંજ નહિ અને જાણીને ગાંડાંની પેઠ વર્ત્યા અને જે પ્રકારે ભગવાનમાં અખંડ વૃત્તિ રહે તેમજ રહેતા હવા, એટલી વાત કરીને શ્રીજીમહારાજ ઠાકોરજીની આરતિ થઈ ત્યાં પધાર્યા. ॥ ઇતિ વચનામૃતમ્ ॥ છે૦ ॥ ૧૭ ॥

# श्रीनारायणकवचम् ।



## विश्वरूप उवाच ।

**धौताङ्घ्रिपाणिराचम्य सपवित्र उदङ्मुखः ।**
**कृतस्वाङ्गकरन्यासो मन्त्राभ्यां वाग्यतः शुचिः ॥**
**दैवभूतात्मकर्मभ्यो नारायणमयः स्वयम् ।**
**नारायणमयं वर्म सन्नह्येद्भय आगते ॥ ४-५ ॥**

**વિશ્વરૂપ** કહે છે—જ્યારે કોઇને આધ્યાત્મિક આધિભૌતિક અને આધિદૈવિક ક્રિયાઓથકી ભય સમીપમાં આવવાનો થાય ત્યારે તેણે સ્નાનાદિકથી શુદ્ધ થઈ, નારાયણ કવચ ધારવા નિમિત્તે હાથ પગને ધોઇ, દર્ભની પવિત્રી હાથમાં ધારણ કરી, ઉત્તરદિશા તરફ મુખ રાખી બેસી, ત્રણવાર આચમન કરી, શિખાબંધન કરી, વાણીને નિયમમાં રાખી અષ્ટાક્ષર, દ્વાદશાક્ષર અને ષડક્ષર મંત્રથી અંગન્યાસ અને કરન્યાસ કરી, નારાયણના ધ્યાનપરાયણ થઇ, નારાયણમય ( નારાયણને વિશેષતઃ પ્રતિપાદન કર-

નારૂં અથવા નારાયણથકી ઉપદેશ ક્રમથી આવેલું) વર્મ (કવચ) તે ધારણ કરવું. એટલે તેનો જપ કરવો. ૪–૫.

**पादयोर्जानुनोरूर्वोरुदरे हृद्यथोरसि ।**
**मुखे शिरस्यानुपूर्व्यादोंकारादीनि विन्यसेत् ॥**
**ॐ नमो नारायणायेति विपर्ययमथापि वा ॥ ६ ॥**

હવે અંગ કરન્યાસ કહે છે—" **ॐ नमो नारायणाय** " આ–અષ્ટાક્ષર મંત્રના ૐકારાદિ પ્રત્યેક અક્ષરો જેવી રીતે પ્રણવથી સંપુટિત થાય તેવી રીતે કરીને અક્ષરના અનુક્રમે બે પાદ, બે ગોઠણ, બે સાથળ, ઉદર, હૃદય, વક્ષઃસ્થળ, મુખ અને મસ્તક એમ આઠ અંગમાં ન્યાસ કરે, અથવા વિપરીતપણે એટલે મસ્તકને આરંભીને પાદપર્યન્ત ન્યાસ કરે એટલે ઉત્પત્તિ ન્યાસ અને સંહાર ન્યાસને કરે.

યદ્યપિ આ સ્થલે ઋષિ. છન્દ, દેવતા તથા વિનિયોગ કહ્યો નથી તથાપિ તે એવી રીતે જાણવો કે પ્રથમ " **अद्य** " ઇત્યાદિ બોલીને " **अस्य श्रीनारायणवर्ममन्त्रस्य विश्वरूप ऋषिः** " આ–નારાયણ કવચ

મંત્રના ૠષિ વિશ્વરૂપ છે "**त्रिष्टुबनुष्टुभौ छन्दसी**" ત્રિષ્ટુપ અને અનુષ્ટુપ બે છન્દ છે **श्रीनारायणो देवता** " શ્રીનારાયણ દેવતા છે "**मम श्रीनारायणप्रीतिपूर्वकं सकलोपद्रवशान्त्यर्थं नारायणवर्मजपे विनियोगः**" મારામાં શ્રીનારાયણનિ પ્રીતિ થવા પૂર્વક સમગ્ર ઉપદ્રવની શાંતિ માટે નારાયણ કવચના જપમાં વિનિયોગ છે. આવો સંકલ્પ કરીને પછી ન્યાસ કરવા.

અષ્ટાક્ષરમંત્રના અક્ષરોને કેવી રીતે પ્રણવ સંપુટિત કરવા તો— **ॐ ॐ ॐ पादयोः। ॐ नं ॐ जानुनोः। ॐ मों ॐ ऊर्वोः। ॐ नां ॐ उदरे। ॐ रां ॐ हृदि। ॐ यं ॐ उरसि। ॐ णां ॐ मुखे। ॐ यं ॐ शिरसि।** આના વિપર્યય પક્ષમાં— **ॐ ॐ ॐ शिरसि। ॐ नं ॐ मुखे। ॐ मों ॐ उरसि। ॐ नां ॐ हृदि। ॐ रां ॐ उदरे। ॐ यं ॐ ऊर्वोः। ॐ णां ॐ जानुनोः। ॐ यं ॐ पादयोः।** આ–અષ્ટાક્ષર ન્યાસ કહ્યાછે. ૬

**करन्यासं ततः कुर्याद्द्वादशाक्षरविद्यया ।**
**प्रणवादि यकारान्तमङ्गुल्यङ्गुष्ठपर्वसु ॥ ७ ॥**

અષ્ટાક્ષર ન્યાસ કર્યા પછી " ॐ **नमो भगवते वासुदेवाय**" આ–દ્વાદશાક્ષર મંત્રથી પ્રણવને આરંભીને યકાર પર્યન્ત આંગળીઓ અને અંગુષ્ઠના પર્વમાં કરન્યાસ કરે. એટલે પ્રત્યેક અક્ષરને પ્રણવથી સંપુટિત કરીને દક્ષિણ હાથની તર્જની અંગુળીને આરંભીને વામ હાથની તર્જની આંગળી પર્યંત આંગળીયોમાં અને બાકી રહેલા ચાર અક્ષરને બે અંગુઠાના આદિ અંત પર્વમાં ન્યાસ કરે. તેનો પ્રકાર એવો છે કે—**ॐ ॐ ॐ दक्षिणकरतर्जन्याम् । ॐ नं ॐ दक्षिणकरमध्यमायाम् । ॐ मों ॐ दक्षिणकरानामिकायाम् । ॐ भं ॐ दक्षिणकरकनिष्ठिकायाम् । ॐ गं ॐ वामकरकनिष्ठिकायाम् । ॐ वं ॐ वामकरानामिकायाम् । ॐ तें ॐ वामकरमध्यमायाम् । ॐ वां ॐ वामकरतर्जन्याम् । ॐ सुं ॐ वामकराङ्गुष्ठाद्यपर्वणि । ॐ दें ॐ वामकराङ्गुष्ठान्तपर्वणि ॐ वां ॐ दक्षिणकराङ्गुष्ठाद्यपर्वणि ॐ यं ॐ दक्षिणकराङ्गुष्ठान्तपर्वणि.** ॥ ७ ॥

**न्यसेद्धृदय ॐ कारं विकारमनु मूर्धनि । षकारं तु भ्रुवोर्मध्ये णकारं शिखया दिशेत् ॥**

**वेकारं नेत्रयोर्युञ्ज्यान्नकारं सर्वसन्धिषु ।**
**मकारमस्त्रमुद्दिश्य मन्त्रमूर्तिर्भवेद्बुधः ॥**
**सविसर्गं फडन्तं तु सर्वदिक्षु विनिर्दिशेत् ॥ ८-९ ॥**

ત્યાર પછી "**ॐ विष्णवे नमः**" આ–મંત્રથી અંગન્યાસ કરવો. તેમાં ॐ**કારને** હૃદયમાં ન્યાસ કરવો. **વિકારને** મસ્તકમાં ન્યાસ કરવો, **ષકારને** ભ્રુકુટીના મધ્યમાં ન્યાસ કરવો, **ણકારને** શિખામાં ન્યાસ કરવો. **વેકારને** નેત્રોમાં ન્યાસ કરવો, **નકારને** સર્વ સંધિઓમાં ન્યાસ કરવો અને **મકારને** "**मः अस्त्राय फट्**' એમ કરીને સર્વ દિશાઓમાં ન્યાસ કરવો એટલે દિગ્‌બંધન કરવું. આ પ્રમાણે કરવાથી બુધ પુરૂષ મંત્રમૂર્ત્તિ થાય છે એટલે મંત્રમયદેહ વાલો થાય છે.

આ–મંત્રના અક્ષરોને પ્રણવ સંપુટિત એવી રીતે કરવા કે—**ॐ ॐ ॐ हृदये । ॐ विं ॐ मूर्धनि । ॐ षं ॐ भ्रुवोर्मध्ये । ॐ णां ॐ शिखायाम् । ॐ वें ॐ नेत्रयोः । ॐ नं ॐ सर्वसन्धिषु । ॐ मः ॐ अस्त्राय फट् इति दिग्बन्धे न्यसेत् ।**

"नारायण ! त्रिलोकेश ! सर्वदुःखविमर्दन ! । सर्वोपद्रवशान्त्यर्थं त्वदीयं वर्म धारये"– ત્રણ મંત્રથી ન્યાશ કર્યાપછી એવો સંકલ્પ કરે કે– હે નારાયણ! હે ત્રિલોકેશ! હે સર્વદુઃખવિમર્દન! સર્વ ઉપદ્રવની શાંતિ માટે તમારૂં વર્મ (કવચ) હું ધારણ કરૂંછું. ૮–૯

ॐ विष्णवे नमः इति मन्त्रः ।

आत्मानं परमं ध्यायेद्ध्येयं षट्शक्तिभिर्युतम् ।
विद्यातेजस्तपोमूर्तिमिमं मन्त्रमुदाहरेत् ॥ १० ॥

ત્યાર પછી જેવા વિગ્રહવિશિષ્ટ ભગવાનના ધ્યાનથી પોતાનું મન પ્રસન્ન થાય તેવા અને જ્ઞાન, શક્તિ, બળ, ઐશ્વર્ય, વીર્ય અને તેજ રૂપ છ શક્તિઓએ યુક્ત એવા પરમાત્માનું પ્રથમ ધ્યાન કરે. ત્યાર પછી વિદ્યા (જ્ઞાન) તેજ (પ્રભાવ) અને તપ (સત્કર્મ) ના આશ્રય રૂપ એવા વક્ષ્યમાણ 'શ્રીનારાયણકવચ' એનામના મંત્રનું ઉચ્ચારણ કરે. સર્વ પ્રકારનુ જ્ઞાન, તેજ અને તપ આ મંત્રને આધીન છે. ૧૦

ॐ हरिर्विदध्यान्मम सर्वरक्षां न्यस्ताङ्घ्रिपद्मः पतगेन्द्रपृष्ठे । दरारिचर्मासिगदेषुचापपाशान्दधानोऽष्टगुणोऽष्टबाहुः ॥ ११ ॥

ॐ શ્રીહરિ ભગવાન્ મારી સર્વ થકી રક્ષા કરો. જે શ્રીહરિ ગરૂડના પૃષ્ઠ પ્રદેશ ઉપર ચરણકમલને ધારણ કરનારા, આઠ હાથમાં શંખ, ચક્ર, ઢાલ, તરવાર, ગદા, બાણ, ધનુષ્ અને પાશને ધારણ કરનારા, અણિમાદિ અષ્ટ સિદ્ધિઓ અથવા અપહતપામ્પત્વાદિ આઠ ગુણોવાલા અને અષ્ટ બાહુવાલા છે. ૧૧

**जलेषु मां रक्षतु मत्स्यमूर्तिर्यादोगणेभ्यो वरुणस्य पाशात् । स्थलेषु मायावटुवामनोऽव्यात्त्रिविक्रमः खेऽवतु विश्वरूपः ॥ १२ ॥**

મત્સ્ય મૂર્ત્તિધારી ભગવાન્ દુષ્ટ જળચરોના વિરોધી છે માટે તે વરૂણના જળજંતુરૂપ પાશથી મારી જળમાં રક્ષા કરો. નિર્જળ પ્રદેશમાં માયાથી (પોતાના સંકલ્પથીજ) બટુ વામનરૂપે થયેલા વામનજી ભગવાન્ મારૂં રક્ષણ કરો. કેમકે વામનજી માયાથી બટુક બનેલા હોવાથી તેમનામાં સ્થળ ઉપરના દુષ્ટોનું શાસ્તાપણું સંભવે છે. આકાશમાં ત્રિવિક્રમ વિશ્વરૂપ ભગવાન્ મારી રક્ષા કરો. કેમકે વિશ્વરૂપ ત્રિવિક્રમ

ભગવાન્ આકાશાદિમાં વિચરનારા દુષ્ટોના શિક્ષક છે. ૧૨

**दुर्गेष्वटव्याजिमुखादिषु प्रभुः पायान्नृसिंहोऽसुरयूथपारिः**
**विमुञ्चतो यस्य महाट्टहासं दिशो विनेदुर्न्यपतंश्च गर्भाः**

અસુર સેના નાયકોના શત્રુ પ્રભુ એવા નૃસિંહ ભગવાન્ રણવગડામાં તથા સંગ્રામાદિક સંકટ સ્થાનોમાં મારી રક્ષા કરો. જે નૃસિંહજીના ખડખડાટ હાસથી દિશાઓ ગાજી ઉઠી હતી અને અસુર સ્ત્રીઓના ગર્ભોસ્રવી ગયા હતા. નૃસિંહ ભગવાન્ પોતાના ભક્તોના વિરોધિનો નાશ કરવાનો સ્વભાવવાલા છે. ૧૩

**रक्षत्वसौ माऽध्वनि यज्ञकल्पः स्वदंष्ट्रयोन्नीतधरो वराहः।**
**रामोऽद्रिकूटेष्वथ विप्रवासे सलक्ष्मणोऽव्याद्भरताग्रजो माम् ॥ १४ ॥**

પોતાની ડાઢવડે પાતાલમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કરનારા યજ્ઞમૂર્ત્તિ વરાહમૂર્ત્તિ ધારી ભગવાન્ મારી માર્ગમાં રક્ષા કરો. કેમકે પોતાના માર્ગમાં અભિમુખ આવેલા દુષ્કર્મી હિરણ્યાક્ષનો વરાહ ભગવાને

નાશ કર્યો હતો. જમદગ્નિના પુત્ર પરશુરામ ભગવાન્ પર્વતના શિખરોમાં સમગ્રપણે મારી રક્ષા કરો. કેમકે પર્વતના શિખરોમાં સંતાઇને રહેલા દુષ્કર્મી રાજાનો તેમણે નાશ કર્યો હતો. ભરતના મોટા ભાઈ રામચંદ્ર ભગવાન્ તથા લક્ષ્મણજી મારી પ્રવાસમાં રક્ષા કરો. કેમકે જન્મમરણાદિ કલેશને હરનારૂં નામ જેનું છે અને દેશાન્તરમાં રહેલા રાવણાદિ દુષ્કર્મીઓનો નાશ કરનારા એવા રામચંદ્ર ભગવાનનુંજ પ્રવાસ રક્ષણમાં સમર્થપણું છે. ૧૪

**मामुग्रधर्मादखिलात्प्रमादान्नारायणः पातु नरश्च हासात् । दत्तस्त्वयोगादथ योगनाथः पायाद्गुणेशः कपिलः कर्मबन्धात् ॥ १५ ॥**

અભિચારાદિક ઉગ્રધર્મથી અને સમગ્ર પ્રમાદથી નારાયણ ભગવાન્ મારી રક્ષા કરો. કેમકે જેના તપોઽતિશયથી શંકા પામેલા ઇન્દ્રના પ્રેરવાથી કામાદિકે કરેલા અભિચાર કર્મરૂપ અપચારમાં અપ્રમાદપણાનું વર્ત્તન મૂર્ત્તિપુત્ર એક નારાયણને વિષેજ હતું. પૂર્વોક્ત સામર્થ્યવાલા નર ભગવાન્ પણ ઉન્માદથી થતા ગર્વથી મારી રક્ષા કરો. યોગના સ્વામી

દત્તાત્રેય ભગવાન્ અયોગ (નારાયણના સ્મરણાદિકમાં વિકલ્પ કરાવનારો જે યોગ વિરોધિ વર્ગ છે તેનાથી અથવા યોગભ્રંશ) થી મારૂં રક્ષણ કરો. કેમકે ચોવીશ ગુરૂ બતાવવા પૂર્વક યોગ વિરોધિનો નિરાસ કરનારા પોતે દત્તાત્રેય ભગવાન્ હતા. ગુણના સ્વામી કપિલદેવ ભગવાન્ કર્મબંધનથી મારી રક્ષા કરો. કેમકે તે પોતેજ જ્ઞાન આપીને કર્મબંધન ટાલવામાં પ્રવૃત્ત થયા હતા. ૧૫

**सनत्कुमारोऽवतु कामदेवाद्धयशिर्षा मां पथि देवहेलमात् । देवर्षिवर्यः पुरुषार्चनान्तरात्कूर्मो हरिर्मां निरयादशेषात् ॥ १६ ॥**

સનત્કુમાર ભગવાન્ કામદેવથી મારી રક્ષા કરો. કેમકે તે પોતે અસ્પૃષ્ટકામ હતા. હયગ્રીવ ભગવાન્ માર્ગમાં જતાં દેવમંદિરને જોઇને તેમાં રહેલા દેવનાં દર્શન નમસ્કાર કર્યા વિના જવા રૂપ દેવતાના અનાદરરૂપ અપરાધથી મારી રક્ષા કરો. કેમકે તેમણેજ વેદના અપહારાદિકથી બ્રહ્માનો અનાદર કરનારા મધુકૈટભાદિકનો નાશ કર્યો હતો. દેવર્ષિવર્ય નારદ ભગવાનના આરધનમાં બત્રીશ અપરાધરૂપ જે અંત-

રાય છે તેનાથી રક્ષા કરો. કેમકે પોતે અવિચ્છિન્ન ભગવાનના આરાધન પરાયણ હતા. કૂર્માવતારી શ્રીહરિ ભગવાન્ સમગ્ર નરકથી મારી રક્ષા કરો. કેમકે નીચે ડુબી જતા મંદરાચલનો ઉદ્ધાર કરનારા અને આશ્રિતોની પીડાને હરનારા એવા કૂર્મ ભગવાનને નરકથી ઉદ્ધાર કરવો ને કશી ગણતીમાં નથી. ૧૬

**धन्वन्तरिर्भगवान्पात्वपथ्याद्वन्द्वाद्भयादृषभो निर्जितात्मा**
**यज्ञश्च लोकादवताज्जनान्ताद्बलो गणात्क्रोधवशादहीन्द्रः**

ધન્વંતરી ભગવાન્ શરીરમાં રોગજનક કુપથ્યથી મારી રક્ષા કરો. કેમકે જેના નામસ્મરણ માત્રથી રોગમાત્રની નિવૃત્તિ થઈ જાયછે. જીતાત્મા ઋષભદેવ ભગવાન્ ક્ષુત્પિપાશા શીતોષ્ણાદિ દ્વન્દ્વથી થતા ભયથી રક્ષા કરો. કેમકે પોતે દ્વન્દ્વ સહિષ્ણુ છે તો પોતાના આશ્રિતોને તેથી રક્ષા કરવી તે કશી ગણતીમાં નથી. યજ્ઞાવતારી ભગવાન્ લોકાપવાદથી મારી રક્ષા કરો. કેમકે "જે અશ્વમેધ કરે છે તે બ્રહ્મહત્યાદિ સર્વે પાપમાંથી મુક્ત થાય છે" એમ શ્રુતિમાં યજ્ઞથી સર્વે પાપનો નાશ કહ્યો છે તો પોતે તો યજ્ઞમૂર્ત્તિ

છે માટે જનાપવાદની નિવૃત્તિ કરવી તે કશી ગણુ-તીમાં નથી. બલભદ્ર ભગવાન્ મનુષ્ય તરફથી થતા ઉપદ્રવોમાંથી મારી રક્ષા કરો. કેમકે તેમણે રૂકમી-આદિકે કરેલો ઉપદ્રવ સહન કર્યો ન હતો. ક્રોધ-વશ નામના સર્પગણથી શેષ ભગવાન્ મારી રક્ષા કરો. કેમકે "જાતિનું સંગ્રહણ જાતિથીજ થાય" આવો ન્યાય હોવાથી સર્પ શરીર ધારણ કરનારા શેષ ભગવાનને સર્પગણો નિયામ્ય છે. ૧૭

**द्वैपायनो भगवानप्रबोधाद्बुद्धस्तु पाषण्डगणात्प्रमादात् ।**
**कल्किः कलेः कालमलात्प्रपातु धर्मावनायोरुकृतावतारः**

સાક્ષાત્ વેદવ્યાસ ભગવાન્ અજ્ઞાનથકી મારી રક્ષા કરો. કેમકે વ્યાસનો અવતાર આત્માપરમાત્માના સ્વરૂપનો બોધ આપીને જનોનાં અજ્ઞાન ટાળવા માટે હતો. બુદ્ધ ભગવાન્ મોહજનક પાષંડગણથી મારી રક્ષા કરો. કેમકે બુદ્ધ ભગવાન્ પાષંડી સ્વરૂપ બતાવવા પૂર્વક તેમાંથી પોતાના જનોનું રક્ષણ કર-વામાં સમર્થ હતા. ધર્મની રક્ષામાટે ઘણીવાર અવ-તાર ધારણ કરનારા કલ્કિ ભગવાન્ કાલના મલરૂપ

કલિયુગથી મારી રક્ષા કરો. કેમકે કાલના મલરૂપ કળિના દોષને હરવામાં કલ્કિ ભગવાન્ સમર્થ છે. ૧૮

**मां केशवो गदया प्रारतव्याद्गोविन्द आसङ्गव आत्तवेणुः । नारायणः प्राह्ण उदात्तशक्तिर्मध्यंदिने विष्णुरीन्द्रपाणिः**

ગદાધારી કેશવ ભગવાન્ મારી પ્રાઃતકાળમાં રક્ષા કરો. હસ્તમાં વેણુને ધારણ કરનારા ગોવિંદ ભગવાન્ સંગવ કાળમાં ( સૂર્યોદયપછી છ ઘડી કાળ પ્રાઃતકાળ કહેવાયછે ત્યારપછીનો છ ઘડી કાળ સંગવકાળ કહેવાયછે ) મારી રક્ષા કરો. શક્તિ (સાંગ) ને ધારણ કરનારા નારાયણ ભગવાન્ પૂર્વાહ્ન કાળમાં મારી રક્ષા કરો. ચક્રપાણિ વિષ્ણુ ભગવાન્ મધ્યાહ્ન કાળમાં મારી રક્ષા કરો. ૧૯

**देवोऽपराह्णे मधुहोग्रधन्वा सायं त्रिधामावतु माधवो माम् । दोषे हृषीकेश उतार्धरात्रे निशीथ एकोऽवतु पद्मनाभः ॥ २० ॥**

ઉગ્ર ધનુર્ધારી દેવ મધુસૂદન ભગવાન્ અપરાહ્ન કાળમાં મારી રક્ષા કરો. ત્રણ ધામ ( પોતાના તેજનાં અભિવ્યક્તિનાં સ્થાન ) જેનાં છે ( "ગાયો, આગ્ન

અને બ્રાહ્મણ એ ત્રણ તેજનો ક્યારે પણ સ્પર્શ ન કરવો" એમ સ્મૃતિમાં કહ્યું છે.) એવા માધવ ભગવાન્ સાયંકાળમાં મારી રક્ષા કરો. હૃષીકેશ (ઇન્દ્રિયોના સ્વામી) એવા ભગવાન્ પ્રદોષ કાળમાં મારી રક્ષા કરો. પદ્મનાભ ભગવાન્ એકળાજ અર્ધરાત્રપર્યંતના કાળમાં અને નિશિથ કાળમાં મારી રક્ષા કરો. ૨૦

**श्रीवत्सधामाऽपररात्र ईशः प्रत्यूष ईशोऽसिधरो जनार्दनः दामोदरोऽव्यादनुसंध्यं प्रभाते विश्वेश्वरो भगवान्काल-मूर्त्तिः ॥ २१ ॥**

શ્રીવત્સનું ચિહ્ન જેને છે એવા લક્ષ્મીકાન્ત ભગવાન્ પાછલી રાત્રિમાં મારી રક્ષા કરો. તરવાર ધારણ કરનારા જનાર્દન ભગવાન્ અરૂણોદયના આરંભમાં મારી રક્ષા કરો. દામોદર ભગવાન્ સંધ્યા સમીપ કાળમાં મારી રક્ષા કરો. કાળમૂર્ત્તિ વિશ્વેશ્વર ભગવાન્ પ્રભાતમાં (સૂર્યોદય સમીપ સમયમાં) મારી રક્ષા કરો. ૨૧

**चक्रं युगान्तानलतिग्मनेमि भ्रमत्समंताद्भगवत्प्रयुक्तम् । दंदग्धि दंदग्ध्यरिसैन्यमाशु कक्षं यथा वातसखो हुताशः**

પ્રળય કાળના અગ્નિ સમાન તિક્ષ્ણ ધારા જેની છે એવા અને ભગવાને પ્રેરેલા એવા હે સુદર્શન ચક્ર! તું ચારે તરફ ફરીને જેમ વાયુનો મિત્રરૂપ અગ્નિ શુષ્ક તૃણ સમૂહને બાળી નાંખેછે તેમજ મારા શત્રુના સૈન્યને તત્કાલ અતિશય બાળી નાંખ. ૨૨

**गदेऽशनिस्पर्शनविस्फुलिङ्गे निष्पिण्ढि निष्पिंढ्यजितप्रियासि । कूष्माण्डवैनायकयक्षरक्षोभूतग्रहांश्चूर्णय चूर्णयारीन् ॥ २३ ॥**

વજ્રના જેવા તિક્ષ્ણ સ્પર્શવાલા તણખાઓથી ભરેલી હે ગદે! તું ભગવાનને અતિપ્રિય છું, હું પણ ભગવાનનો દાસ છું માટે તું ( મને દુઃખદ ) કુષ્માંડ, વૈનાયક, યક્ષ, રાક્ષસ, ભૂત અને વૃદ્ધ બાલ ગ્રહોને ભાંગીને ભુકો કરી નાંખ અને શત્રુઓના ચુરેચુરા કરી નાંખ. ૨૩

**त्वं यातुधानप्रमथप्रेतमातृपिशाचविप्रग्रहघोरदृष्टीन् । दरेन्द्र विद्रावय कृष्णपूरितो भीमस्वनोऽरेर्हृदयानि कंपयन् ॥ २४ ॥**

હે શંખરાજ પાંચજન્ય! સ્વયં શ્રીકૃષ્ણભગવાને

ફુંકવાથી મહાભયંકર શબ્દ કરનારો તું શત્રુઓના હૃદયોને કંપાવતો થકો રાક્ષસો, પ્રમથો, પ્રેતગણ, માતૃકાગણ, પિશાચ, બ્રહ્મરાક્ષસ અને ઘોરદૃષ્ટિવાલા બીજા જે કોઈ હોય તે સર્વને નસાડી મૂક. ૨૪

**त्वं तिग्मधारासिवरारिसैन्यमीशप्रयुक्तो मम छिंधि छिंधि । चक्षूंषि चर्मन् शतचन्द्र छादय द्विषामघोनां हर पापचक्षुषाम् ॥ २५ ॥**

હે તિક્ષ્ણ ધારવાલી શ્રેષ્ઠ તરવાર! તું ભગવાનના હસ્તદ્વારા પ્રેરાઇને મારા શત્રુઓના સૈન્યને અતિશય કાપી નાંખ. હે ચંદ્રના જેવી સો ફુદડીવાલી ઢાલ! તું પાપી એવા શત્રુઓના નેત્રોને ઢાંકી દે. અને પાપદૃષ્ટિવાલાઓની દૃષ્ટિને હરી લે. ૨૫

**यन्नो भयं ग्रहेभ्योऽभूत्केतुभ्यो नृभ्य एव च ।**
**सरीसृपेभ्यो दंष्ट्रिभ्यो भूतेभ्योऽघेभ्य एव च ॥ २६ ॥**
**सर्वाण्येतानि भगवन्नामरूपास्त्रकीर्त्तनात् ।**
**प्रयान्तु संक्षयं सद्यो येऽन्ये श्रेयःप्रतीपकाः ॥ २७ ॥**

અમને જે ગ્રહોથી, ધૂમકેતુ આદિક કેતુઓથી, ચોરાદિક મનુષ્યોથી, સર્પણ સ્વભાવવાલા=ડાઢોવાલા

સર્પાદિકથી, બીજા ભૂતોથી અને પાપોથી ભય થાય છે તે સર્વ તથા જેઓ અમારા શ્રેયમાં વિઘ્ન કરનારા છે તે સર્વ ભગવાનનાં હરિકૃષ્ણાદિક નામો, દિવ્યરૂપો અને સુદર્શનાદિક અસ્ત્રોના કીર્ત્તન સ્મરણથી તુરતજ ક્ષય પામો. ૨૬-૨૭

**गरुडो भगवान्स्तोत्रस्तोभश्छन्दोमयः प्रभुः ।**
**रक्षत्वशेषकृच्छ्रेभ्यो विष्वक्सेनः स्वनामभिः ॥ २८ ॥**

બૃહદ્રથન્તરાદિક સામવેદનાં સ્તોત્રથી સ્તુતિ કરાતા, વેદમૂર્ત્તિ, પ્રભુ, ગરૂડ ભગવાન્ સમગ્ર સંકટોમાંથી મારી રક્ષા કરો. વિશ્વક્સેન ભગવાન્ પોતાના નામથી સર્વ સ્થલેથી રક્ષણ કરો. ૨૮

**सर्वापद्भ्यो हरेर्नामरूपयानायुधानि नः ।**
**बुद्धीन्द्रियमनःप्राणान् पान्तु पार्षदभूषणाः ॥ २९ ॥**

ભગવાનનાં નામ, રૂપ, વાહન અને આયુધો, સર્વ પ્રકારની આપત્તિયોથી અમારા બુદ્ધિ, ઇન્દ્રિય, મન અને પ્રાણને રક્ષા કરો. મુખ્ય પાર્ષદો પણ અમારી રક્ષા કરો. ૨૯

**यथाहि भगवानेव वस्तुतः सदसच्च यत् ।**
**सत्येनानेन नः सर्वे यान्तु नाशमुपद्रवाः ॥ ३० ॥**

મૂર્ત્તામૂર્ત્ત સર્વ જે આ-જગત્ છે તે વસ્તુતઃ ભગવાન્ છે. કેમકે સર્વાધાર સર્વાન્તર્યામી પરમેશ્વરનેજ એક અવલંબન કરીને રહ્યું છે. ( સર્વ પ્રકારે આધીન પણે રહ્યું છે ) માટે તે યથાર્થ જ છે. આ સત્ય પ્રમાણથી અમારા સર્વ ઉપદ્રવો નાશ પામો. ૩૦

**यथैकात्म्यानुभावानां विकल्परहितः स्वयम् ।**
**भूषणायुधलिङ्गाख्या धत्ते शक्तीः स्वमायया ॥ ३१ ॥**

નખશિખા પર્યન્ત શુદ્ધ ભગવાનની મૂર્તિનાંજ એક દર્શન કરવા ઇચ્છતા ભક્તોને સ્વયં શ્રીહરિ ભૂષણના પણ ભૂષણ હોવાથી ભૂષણજન્ય વિકલ્પે વર્જીત યથાર્થપણે પોતાનું દર્શન આપે છે અને સાલંકાર ભગવાનની મૂર્ત્તિનાં દર્શન કરવા ઇચ્છતા ભક્તોની ઇચ્છાથી કટક મુકુટ વિગેરે ભૂષણો, શંખાદિ, આયુધો ચતુર્ભુજત્વાદિ લિંગ, અને રામકૃષ્ણાદિક નામવાલી શક્તિઓને ભગવાન્ ધારણ કરે છે. ૩૧

**तेनैव सत्यमानेन सर्वज्ञो भगवान् हरिः ।**
**पातु सर्वैः स्वरूपैर्नः सदा सर्वत्र सर्वगः ॥ ३२ ॥**

સર્વજ્ઞ, ભગવાન્, સર્વાન્તર્યામી હરિ પરમેશ્વર છે

તે આ–સત્ય પ્રમાણથી ભક્તોની ઈચ્છાને અનુસારે ધારણ કરેલી પોતાની મૂર્તિઓથી સર્વ કાળમાં અને સર્વ દેશમાં અમારૂં રક્ષણ કરો. ૩૨

**विदिक्षु दिक्षूर्ध्वमधः समंतादन्तर्बहिर्भगवान्नारसिंहः ।**
**प्रहापयँल्लोकभयं स्वनेन स्वतेजसा ग्रस्तसमस्ततेजाः ॥३३॥**

પોતાના તેજથી સૂર્યાદિકનાં તેજને આચ્છાદિત કરનારા અને પોતાના ખડખડાટ હાસના ધ્વનિથી લોકોના ભયને નાશ કરનારા એવા નૃસિંહ ભગવાન્ દિશાઓમાં, વિદિશાઓમાં, ઉંચે, નીચે, શરીરના અંતઃપ્રદેશમાં, શરીરના બહારના પ્રદેશમાં અને ચોતરફ અમારી રક્ષા કરો. ૩૩

**इति नारायणवर्म समाप्तम्.**

# श्रीहनुमत्स्तोत्रम् ।

**नमस्ते आञ्जनेयाय वायुपुत्राय धीमते ॥**
**रामदूताय महते सुग्रीवसचीवाय च ॥ १ ॥**
**नमोऽस्तु ते महावीर ! महाबलपराक्रम ! ॥**
**वैरि[illegible]ाय रावणत्रासदायिने ॥ २ ॥**

नमो हरावताराय शिलावृक्षायुधाय च ॥
रक्षःसैन्यविमर्दाय नमस्तुभ्यं यशस्विने ॥ ३ ॥
नमो हनुमते तुभ्यं लङ्कानगरदाहिने ॥
दशग्रीवसुतघ्नाय सीताशोकविनाशिने ॥ ४ ॥
नमोऽस्तु ते महायोगिन्सदा शुद्धान्तरात्मने ॥
सीतारामातिहृद्याय नमस्तेचिरजीविने ॥ ५ ॥
नमः कपीन्द्र ! ते नित्यं सर्वरोगविनाशिने ॥
भूतप्रेतपिशाचादिभयविद्रावणाभिध ! ॥ ६ ॥
नमस्तुभ्यं रामभद्र ! पुरुप्रेष्ठाय भूयसे ॥
नमोऽतिस्थूलरूपाय सूक्ष्मरूपधराय च ॥ ७ ॥
नमोऽखिलभयघ्नाय निर्भयाय महात्मने ॥
बालार्कद्युतिदेहाय मुष्टिप्रहरणाय च ॥ ८ ॥
नमो लङ्केश्वरोद्यान–भङ्गवित्रासितासुप ! ॥
रामनामानुरक्ताय लक्ष्मणप्राणदाय ते ॥ ९ ॥
नमस्ते विश्ववन्द्याय विजयाय वरीयसे ॥
भक्तसङ्कटसंहर्त्रे धर्मनिष्ठाय जिष्णवे ॥ १० ॥
नमो नैष्ठिकवर्याय विजनारण्यवासिने ॥
भक्ताभीष्टप्रदात्रे च पाण्डवप्रियकारिणे ॥ ११ ॥

नमो धर्मारिनाशाय विमलाय च भास्वते ॥
नित्यं रामायणकथा-श्रवणोत्सुकचेतसे ॥ १२ ॥
नमो धार्मिकसेव्याय ब्रह्मण्याय सुरार्चित ! ॥
तुभ्यं बृहद्व्रतप्रेष्ठ ! सर्वपापापहारिणे ॥ १३ ॥
नमो दारिद्र्यदुःखघ्न ! मारुते ! बन्धखण्डन ! ॥
सुखदाय शरण्याय नमस्त ऋषिवृत्तये ॥ १४ ॥
नमो वरद ! ते नित्यं रामध्यानाद्यनाकुल ! ॥
सुखाराध्य ! दुराराध्य ! नमस्ते दिव्यरूपिणे ॥ १५ ॥
नमोऽर्कपुष्पहाराय तुभ्यं मामभयं कुरु ॥
दर्शनं देहि साक्षात्ते नमस्ते सर्वदर्शिने ॥ १६ ॥

## स्तोत्रथी उद्धृत मन्त्र ।

नमो हनुमते भयभञ्जनाय सुखं कुरु फट् स्वाहा ॥

---

## जपनो विधि ।

જ્યારે કોઈપણ આધ્યાત્મ્યાદિ પીડા આવી પડે ત્યારે શ્રીહનુમાનજીનું પ્રથમ યથાવિધિ પૂજન કરી પછી ધ્યાન કરી પછી એકાગ્રમનથી અર્થાનુસંધાન

પૂર્વક સ્તોત્રનો પાઠ કરવો. પછી સ્તોત્રમાંથી ઉદ્ધૃત શોડષાક્ષર મંત્રનો દશ હજારવાર જપ કરવો અને ત્યારપછી નીચે લખેલા સ્તોત્રનો એક પગે ઉભા રહીને પાઠ કરવો, એ પ્રમાણે એક માસસુધી કરવાથી ગમેતે કષ્ટ હોય તો નિવૃત્ત થાયછે અને ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાયછે,

नीतिप्रवीन सबे निगमागम, शास्त्रमें बुद्धि सबंके अपारा;
श्रीरघुनाथके मंत्री अनुपहो, ताहिते रामकुं प्रानसें प्यारा।
प्रौढ शरीर सिंदुरसें सोहत, नैष्ठिकके मध्य इंद्र उदारा;
श्रीरघुवीरकेदूत महाबळ, कष्टहरो हनुमान हमारा॥ १॥
जानकी कारण श्रीरघुनाथकें, अतरमें भयो कष्ट अनन्ता;
टारन ताही सहायक एक हने, मनुजाद महा बलवंता ॥
जारी निशाचर नाथकी लंक महामुनि सिद्ध प्रशंसत संता;
श्रीरघुवीरके दूत महाबल, संकट मोर हरो हनुमंता ॥२॥
रावनके सुत शक्तिचलाइ सो, आइ लगी अतिशे दुःख कारी; कंठमे प्रान रामानुजके हित, लाये संजीवनी ओषधि भारी ॥ लाये उठाइ द्रोणाचल वेगसें, रामके पक्षकी पीरसो टारी; श्रीरघुवीरके दूत महाबल पीरहरो हनुमान हमारी ॥ ३ ॥

श्रीरघुनाथके आगमकी सो, वधाइलें भर्त्तकुं वेग सुनाइ; रामवियोग महादुःखसागर, डुबत भर्त्तसें मोज हुं पाइ ॥ जानकीनाथके अंघ्रीसरोजमें, भृंग ज्युं जास मतिलपटाइ; श्रीरघुनाथके दूत महाबल, संकटमें रहो मोर सहाइ ॥ ४ ॥

बायुस्वरूप ज्यो केसरी बानर, माननी ताससो अंजनी नामा; तास महातपरूप भयो सुत, वायु कुमार अति अभिरामा ॥ वेग खगेश समान बपु दढ, बज्रके अंग अति बलधामा; श्रीरघुवीरके दूत हरो सब, संकट मोय करो निष्कामा. ॥ ५ ॥

बहुत प्रकारकी डाकनी शाकिनी, भैरवभूत अतिबिक-राला; कृत्या रु बीर पीशाच निशाचर, जाहिकुं देखी डरे ततकाला ॥ ज्याहीको मंत्र जपे सुत बित्तद, टारत ताप रु रोग बिशाला; श्रीरघुवीरके दूत सदा मम, कष्ट हरो हनुमंत कृपाला ॥ ६ ॥

ज्याहिको नाम सुनीके ततक्षन, भागत हे ब्रह्मराक्षसघोरा ज्याके प्रतापसें प्रेत पिशाच रु, भागत भूत कबंध

कठोरा; ज्याके प्रतापडरे सब डाकिनी, जोगनी जादु भगे चहु दूरा ॥ श्रीरघुबीरके दूत महाबल, हे हनुमंत हरो दुःख मोरा ॥ ७ ॥

आपके भक्त अनन्यहे ताहीके, बांछित कामके पुरन हारा; दुर्बलदीन रिपुभय व्याकुल, ताहीके हो तुम इष्ट उदारा ॥ बांछित मोर सो देहु दयानिधि, बंदत हुं तोय बारही बारा; श्रीरघुबीरके दूत महाबल कष्ट हरो हनुमंत हमारा ॥ ८ ॥

हाक सुने जबही तुमरी तब, राक्षसकी स्रीय गर्भकुं त्यागे; जंत्र रु मंत्रके जान जादुगर, नाम तुमार सुनी डरी भागे ॥ ताहिते संकट नाशकरो कहे, मुक्तदास प्रभुसो अनुरागें; श्रीरघुबीरके दूत महाबल !, हे हनुमंत एहि बर मागें ॥ ९ ॥

यह अष्टक जो पढे तास सब संकट नासें
रामदूत हनुमान सदा द्रग आगे भासें
विघन होत सब नाश मगन होय हरि गुन गावें
पाप पुंज सब टरत बोहोरी भयमें नही आवे

धन धान्य पुत्र संपतिबढ कृष्णचरन रति पावहीं
मुनि मुक्तकहे सो भक्तके संकट निकट न आवहीं ॥१०॥

इति श्रीसहजानंदस्वामिशिष्याग्रगण्य-मुक्तानंदमुनिप्रणीतं मारुतिस्तोत्रं समाप्तम् ॥

# श्रीवासुदेवस्तोत्रम् ।

श्रीवासुदेवविमलामृतधामवासं नारायणं नरकतारणनामधेयम् । श्यामं सितं द्विभुजमेव चतुर्भुजं च त्वां भक्तिधर्मतनयं शरणं प्रपद्ये ॥ १ ॥

शिक्षार्थमत्र निजभक्तिमतां नराणामेकान्तधर्ममखिलं परिशीलयन्तम् । अष्टाङ्गयोगकलनाश्च महाव्रतानि त्वां० ॥ २ ॥

श्वासेन साकमनुलोमविलोमवृत्त्या स्वान्तर्बहिश्च भगवत्युरुधा निजस्य । पूरे गतागतजलाम्बुधिनोपमेयं त्वां० ॥ ३ ॥

बाह्यान्तरिन्द्रियगणश्वसनाधिदैववृत्त्युद्भवस्थितिलयानपिजायमानान् । स्थित्वा ततः स्वमहसा पृथगीक्षमाणं त्वां० ॥ ४ ॥

मायामयाकृतितमोऽशुभवासनानां कर्तुं निषेधमुरुधा भगवत्स्वरूपे। निर्बीजसाङ्ख्यमतयोगगयुक्तिभाजं त्वां०॥५॥
दिव्याकृतित्वसुमहत्स्वसुवासनानां सम्यग्विधिं प्रथयितुं च पतौ रमायाः । सालम्बसाङ्ख्यपथयोगसुयुक्तिभाजं त्वां० ॥ ६ ॥

कामार्ततस्करनटव्यसनिद्विषन्तः स्वस्वार्थसिद्धिमिव चेतसि नित्यमेव । नारायणं परमयैव मुदा स्मरन्तं त्वां० ॥ ७ ॥

साध्वीचकोरशलभास्तिमिकालकण्ठकोकानिजेष्टविषयेषु यथैव लग्नाः । मूर्त्तौ तथा भगवतोऽत्र मुदातिलग्नं त्वां० ॥ ८ ॥

स्नेहातुरस्त्वथ भयातुर आमयावी यद्वत्क्षुधातुरजनश्च विहाय मानम्। दैन्यं भजेयुरिह सत्सु तथा चरन्तं त्वां० ॥ ९ ॥

धर्मस्थितैरुपगतैर्बृहता निजैक्यं सेव्यो हरिः सितमहः स्थितदिव्यमूर्तिः । शब्दाद्यरागिभिरिति स्वमतं वदन्तं त्वां० ॥ १० ॥

सद्ग्रन्थनित्यपठनश्रवणादिसक्तं ब्राह्मीं च सत्सदसि शा-

सतमन्त्र विद्याम् । संसारजालपतिताखिलजीवबन्धो ! त्वां० ॥ ११

धर्मस्त्याज्यो न कैश्चित्स्वनिगमविहितो वासुदेवे च भक्ति-र्दिव्याकारे विधेया सितघनमहसि ब्रह्मणा स्वस्य चैक्यं ॥ निश्चित्यैवाऽन्यवस्तुन्यणुमपि च रतिं संपरित्यज्य सन्त-स्तन्माहात्म्याय सेव्या इति वदति निजान् धार्मिको नीलकण्ठः ॥

---

# श्रीगुरुस्तोत्रम् ।

भवसंभवभीतिभेदनं सुखसंपत्करुणानिकेतनम् ।
व्रतदानतपःक्रियाफलं सहजानन्दगुरुं भजे सदा ॥ १ ॥

करुणामयचारुलोचनं शरणायातजनार्त्तिमोचनम् ।
पतितोद्धरणाय तत्परं सहजानन्दगुरुं० ॥ २ ॥

निजतत्त्वपथावबोधनं जनतायाः स्वत एव दुर्गमम् ।
इति चिन्त्य गृहीतविग्रहं सहजानन्दगुरुं० ॥ ३ ॥

विधिशंभुमुखैरनिग्रहं भवपाथोधिपरिभ्रमाकुलम् ।
अपिधार्य मनो नरप्रभं सहजानन्दगुरुं० ॥ ४ ॥

निजपादपयोजकीर्त्तनं सततं स्यान्नवजीवगोचरम् ।
इति यः कुरुते क्रतूत्सवं सहजानन्दगुरुं० ॥ ५ ॥
बहिरीक्षणलोकमानुषं निजदत्ताम्बकदर्शिनां हरिम् ।
भजनीयपदं जगद्गुरुं सहजानन्दगुरुं० ॥ ६ ॥
शरणागतपापपर्वतं गणयित्व न तदीयसद्गुणम् ।
अणुमप्यतुलं हि मन्यते सहजानन्दगुरुं० ॥ ७ ॥
भववारिधिमोक्षसाधनं गुरुराजप्रकटस्वसंगमम् ।
प्रकटीकृतवान् कृपावशः सहजानन्दगुरुं० ॥ ८ ॥
भगवन्! कृपया त्वया कृतं जनतायामुपकारमीदृशम् ।
क्षमते प्रतिकर्त्तुमत्र कः कुरुते दीनजनस्ततोऽञ्जलिम् ॥९॥

इति श्रीगुरुभजनस्तोत्रम् ।

---

# श्रीहरिध्यानस्तोत्रम् ।

अथ मनसि शनैः स्थिरत्वमासे भगवति मानुषमूर्ति वासुदेवे ॥ निजहृदि पृथगेकमेकमङ्गं चरणतलादि विचिन्त्यमस्य पुंसा ॥ १ ॥

निजहृदि दृशि गोचरे तदीये ह्यवयव एकक एकके पृथक्क ॥ चपलमपि मनः स्थिरं विधेयं व्रजति लयं खलु तेन तन्मलौघः ॥ २ ॥

ध्वजकमलयवाङ्कुशोर्ध्वरेखाप्रमुखसुलक्षणलक्षिते च रम्ये ॥ अतिशयमृदुले च यावकाभे चरणतले मनसास्य चिन्तनीये ॥ ३ ॥

अरुणनखशशाङ्कराजिकान्त्या हृतनिजचिन्तकहृत्तमोङ्घ्रियुग्मम् ॥ क्रमलघुसमकोमलाङ्गुलीभिर्हृतनवपल्लवकान्ति चास्य चिन्त्यम् ॥ ४ ॥

निजजनमनसः प्रहर्षणार्थं परिधृतनूपुरशिञ्जितातिरम्यम् ॥ स्वगतनिजजनाक्षिवृत्तिचोरं चरणयुगं हृदि चिन्तनीयमस्य ॥ ५ ॥

किसलयमृदुले सुवृत्तजङ्घे क्रमपृथुलेऽथ सुवर्त्तुलौ च जानू ॥ करिकरसदृशं समं च पीनं निजहृदि सक्थियुगं च चिन्त्यमस्य ॥ ६ ॥

मृदुघनसितसूक्ष्मदीर्घवासः परिदधदुत्तमहैमकाञ्चिनद्धम् ॥ पृथुलकटियुगञ्च चिन्तनीयं निजहृदये चिरमस्य भक्तभर्तुः ॥ ७ ॥

उदरमपि लसद्वलित्रयान्तर्गतशुभसभ्रमनिम्ननाभिकूपम् ॥ हृदयमुरुसुगन्धिपुष्पहारं समवितत हृदि चिन्त्यमस्य तुङ्गम् ॥ ८ ॥

कनककटकशृङ्खलोर्मिकाभिर्लसदरुणाब्जनिभं करद्वयञ्च ॥

दृढतरमतिरम्यबाहुयुग्मं निजहृदयेऽस्य विचिन्त्यमङ्गदाढ्यम् ॥ ९ ॥

विविधमणिविशुद्धहेमसूत्रग्रथितसुमौक्तिकहारहारिकण्ठः ॥ विगतशशकलङ्क आस्यचन्द्रः स्थिरमनसास्य चिरं च चिन्तनीयः ॥ १० ॥

मितहसितविसर्पिदन्तकान्तिप्रथनसमुज्ज्वलगण्डयुग्ममस्य ॥ नवनलिनदलायतं विचिन्त्यं निजहृदि चञ्चललोचनद्वयञ्च ॥ ११ ॥

श्रवणयुगलमस्य कुण्डलश्रीर्बहुविधपुष्पमयावतंसरम्यम् । तरदलघुविशालभालराजत्सतिलककुङ्कुमचन्द्रकश्चचिन्त्यः ॥ १२ ॥

असिततिलकलक्ष्म दक्षगण्डे तिलकुसुमोत्तमनासिकान्तिकेऽस्ति ॥ विलसदसितबिन्दुरस्य वामे श्रवणपुटे भवतीति चिन्तनीयः ॥ १३ ॥

विविधकुसुमशेखरालिराजत्पटमुकुटञ्च शिरोऽस्य चिन्तयित्वा ॥ वदनकमलमेव चिन्तकेन स्मितमधुरं चिरकालमस्य चिन्त्यम् ॥ १४ ॥

इति श्रीसत्संगीजीवने खट्वाङ्गोक्तं श्रीहरिध्यानस्तोत्रं संपूर्णम् ।

---

## श्रीएकादशी पद.

ઉત્સવની પ્યારી કેશવની, આજ એકાદશી ઉત્સવની; કોટીક ગૌ કેરાં દાન કરે પણ, નાવે તોલે એના લવની. આજ૦ ૧ મંગળરૂપ સદા સુખકારી, વ્હાલીનિધિ જન વૈશ્નવની, આજ૦ ૨ વચન પ્રમાણે કરે વૃત જેનું, ત્રાસ મટે મૃત્યુ ભવની. આજ૦ ૩ બ્રહ્માનંદ કહે વૃત કરવું, એમ આજ્ઞા સ્વામી ઉદ્ધવની. આજ૦ ૪ ॥ પદ ૧ ॥

હરખ અતિ ભેટ્યા કૃપણપતિ, આજ એકાદશી હરખ અતિ; મનમોહન મારે મંદિર આવ્યા, અધિક થઈ હું તો પુણ્યવતી. આજ૦ ૧ પિતાંબર આભૂષણ પહેરી, ચાલંતો વ્હાલો હંસગતિ. આજ૦ ૨ પુરૂષોત્તમ પૂરણ વર પામી, રહી નહિ ખામી હવે એક રતિ. આજ૦ ૩ બ્રહ્માનંદ કહે હરિવર વરતાં, ચૌદ ભુવનમાં હું થઈ રે સતી. આજ૦ ૪ ॥ પદ ૨ ॥

માવ મળ્યા તનના તાપ ટળ્યા, આજ એકાદશી માવ મળ્યા; પૂરવ ભવની પ્રીત જાણીને, આવીને અમપર અઢળ ઢળ્યા. આજ૦ ૧ મુનિવર ધ્યાન ધરી ધરી થાક્યા, કોઈથી વ્હાલો નવ જાય કળ્યા.

આજ૦ ૨ મારૂં મંદિરિયું પોતાનું રે જાણી, ભૂધર સુખ દુઃખ માંહી ભળ્યા. આજ૦ ૩ બ્રહ્માનંદ કહે હરિવર પામી, આનંદ કેરા ઓઘ વળ્યા. આજ૦ ૪ ॥ પદ ૩ ॥

સુફળ ફળી હું તો હરિને મળી, આજ એકાદશી સુફળ ફળી; ચોંપ કરી નટનાગર સારૂ, સેજ સજી કાજુ કુસુમ કળી. આજ૦ ૧ રસ બસ હોઇ રહી રસિયા સંગ, જ્યું મિસરી પય માંહી ભળી. આજ૦ ૨ નિત્ય નિત્ય પ્રેમ રહું ઉર ધરતી, હરિચરણે મન વૃત્તિ હળી. આજ૦ ૩ બ્રહ્માનંદ કહે હરિવર વરીયા, જન્મ મરણ કેરી શંકા ટળી. આજ૦ ૪ ॥ પદ ૪ ॥

इति.



